# कामकटाक्ष

अथवा

एक हरिभट अने बेउ गुणवती.

# KÁMAKATÁKSH
OR
# ONE HARIBHUT AND BOTH GUNAVATEES,

BY

CHHOTÁLÁL NARBHERÁM Bhatt,
*Vernacular School-Master*
*at Kahanwa in Jambusar.*

AHMEDABAD:

Printed at the Ahmedabad United Printing
and General Agency Company Limited at
Mama's Havely by Ranchodlal Gungaram.

1879.
Price 0—12—0

*Registered under Act XXV of* 1867.

# कामकटाक्ष

अथवा

# एक हरिभट अने बेउ गुणवती.


रचनार

**छोटालाल नरभेराम भट्ट.**

કાહાનવા તાલુકે જંબૂસરની સ. ગૂ. નિશાળનો મેહેતાજી



છપાવી પ્રસિદ્ધ કરનાર

અમીન પા૦ ઈશ્વરભાઈ હરિભાઈ તથા લાલાજી

અમથાભાઈ.—વકુ, તાલુકે પાદરા, પ્રાંત વડોદરા.

## અમદાવાદ મધ્યે

મામાની હવેલીમાં અ૦ યુનાઇટેડ પ્રીંટીંગ અને

જનરલ એજન્સી કંપની 'લિમિટેડ'ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સને ૧૮૭૯.

કિમ્મત ૧૨ આના.

## विज्ञापना.

प्रिय विद्वांसः ! बालरंजनाय लिखितमिदं पुस्तकं गद्यात्पद्यं प्रापयितुं ग्रंथोक्तश्रोतैवात्र कारणं । मया कतिचिद्ग्रंथा गद्यपद्येषु सन्ति ग्रथिताः, न किन्तु तेषां प्रसिद्धिर्मदधीनेतीमं यजमानं पुरस्कृत्य प्रसिद्धिं नीतोऽयं ग्रंथः।माहशोऽप्रसिद्धान् धनवन्तो न शृण्वंति विद्वांसश्च न जानन्ति; तद्येन केनाप्युपायेन तेषां शृवणपथ मागंतव्यमित्यनिच्छन्नप्यहमाश्रयदातुः स्तुतिपाठे प्रवर्त्तनमकार्षं, तत्कदाचित् तत्रासाव तिशयोक्त्या वर्णितःस्यात् तर्ह्यपि नाहं स्वार्थस्तोतेत्यवगंतव्यम्। मिथ्यास्तुतिं नाभिनंदामि, धनमत्तं न भजामि,विद्यागर्विष्ठं चनत मानयामीति जन्मतो मे प्रकृति स्तथापि किं कार्यम् ?—

"मानमानयति मानवतां या,
याचिनोति तनुते च यशांसि;
तामुपार्जय विमुंच गुणाशां,
निर्गुणानपि भजंति गुणज्ञा": ॥१॥

इति कस्यचिदनुभविनो वचनमिह त्यक्तुं न शक्यते ।

त्वरया लिखितस्यास्य ग्रंथस्य पद्यानि स्वादूनि विद्वद्रंजकानि च न भविष्यंति, तथापि विदुषां सूक्ष्मविवेक

व्रततिर्न वंध्येति यथाकथंचित्संतोषमुद्वहामि । आख्यायिकेयं कल्पितास्ति। वल्लभीपुरराज्ये शिलादित्यनामानः पंच नृपतयो बभुवुरिति श्रुतं । तेभ्य एकं शीलभानु मितरं च तत्पुत्रं शिलादित्य मुररीकृत्य,वल्लभीपुरनाशस्य च कारणं राज्ञां दुर्नय इति वितर्क्याद्ये परकांतामर्षणदोषं धृत्वा व्यभिचारो निषिद्ध इति ग्रंथार्थः स्फुट एव । ग्रंथेस्मिन् दोषाश्चेत्स्युस्तर्हि क्षंतव्याः शास्यश्चाहं विद्वद्भिरिति नमस्कारः। संवत् १९३५ ज्येष्ट कृष्ण ३० गुरौ ।

छोटालाल निर्भयरामात्मजः.

काहानवाख्यग्रामे राजकीय बालशालाशिक्षकः

---

## પ્રસ્તાવના.

સાધન રહિત પુરૂષને પોતાની મનોવૃત્તિ કેટલીકવાર બીજાને સ્વાધીન કરવી પડે છે, અને એમ હોવાથી મારા ધાર્યા પ્રમાણે ન બનતાં વાર્તા રૂપ આ પુસ્તક મારે લખવું પડ્યું છે, અને છપાવનાર ગૃહસ્થની ઉતાવળને લીધે ટૂંકા વખતમાં યથામતિ લખી કાઢ્યું છે. હવે વિદ્વાનો એમાંની કવિતાને (જો તેઓ એના પર દૃષ્ટિ કરે તો) નિંદ્ય કે વંદ્ય ગણેછે. એ

સાંભળવાની આતુર મનથી રાહ જોઊંછું. આશા રાખુંછું કે પંડિતો એમાંથી મારા દોષ બતાવી મને સુધારશે. હરકોઇની નવિન કૃતિને જોઇને દ્વેષ બુદ્ધિથી નહિ તો વિદ્વત્તાના દંભથી માત્ર ધિઃકારી કાઢનારાની પરવા ન રાખતાં, વિવેકથી ગુણ દોષ બતાવી થતા ગ્રંથકારને સુધારી તેને ઉત્તેજન આપનાર મહાવિદ્વાનોને હું હજારવાર નમસ્કાર કરૂંછું.

પ્રસિદ્ધ-પ્રિય અમીન પટેલ ઇશ્વિરભાઈ તથા લાલાભાઇને ગ્રંથ છપાવવા ઉદ્યુક્ત કરી મારા મિત્ર રેવાશંકર રામશંકરે મને કવિતા રૂપ પુસ્તક રચવાને સૂચવ્યું, તેથી મારી લખેલી એક ગદ્ય રૂપ વાર્તાને યથામતિ પદ્યમાં ગોઠવી ચોપડી છાપવાને મેં તેમને આપી એ આ ગ્રંથનો ઉદ્ભવછે. ગ્રંથનું તાત્પર્ય વ્યભિચાર નિષેધ છે. આ છપાવવામાં મારા પ્રિય સ્નેહી ગણપતરામ રાજારામ જે હાલ કરમસદ તાલુકે આણંદમાં મેહેતાજી છે, તેમનો હું ઉપકાર માનુંછું. પ્રુફશીટ્સ તપાસવામાં તથા છપાવવાની બીજી બાબતમાં તેમની સહાયતા નહોત તો હાલ જેવડું શુદ્ધી-પત્ર થયુંછે, તેથી કોણ જાણે કેટલુંએ મોટું કરવું પડત ! છાપનારે એકજ વાર ફરમા સુધારવા મોકલ્યા પછી બીજીવાર તે તપાસવા મોકલ્યા નહિ તેથી તથા તેની વિલક્ષણ ઉતાવળથી એ ભૂલો રહી છે. વાંચનાર શુદ્ધિપત્ર ઉપર લક્ષ આપી વાંચશે એવી મારી તેમને વિનતિ છે.

તા૦ ૧૬ મી અગષ્ટ ૧૮૭૯ કાહાનવા. તા. જંબુસર.

ગ્રંથ કર્ત્તા.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૬ | સખદાતાં | સુખદાતા |
| ૨ | ૧૪ | લાએક | લાયક |
| ,, | ૧૫ | 'વડુ' | 'વડૂ' |
| ૩ | ૬ | પરભાવ | પર ભાવ |
| ,, | ૧૫ | ધરજધર | ધીરજધર |
| ૪ | ૫ | ભઈ લાલભાઈ | ભાઈ લાલભાઈ |
| ,, | ૬ | લલાભાઈ | લાલભાઈ |
| ,, | ૧૩ | સર્ જેકશન્ | સરજેકશન્, |
| ૫ | ૨ | પટર | પટલ |
| ૭ | ૧૫ | વણુન | વર્ણુન |
| ,, | ૧૬ | પ્રસ્તક | પુસ્તક |
| ૯ | ૧ | પરશુ ધર | પરશુધર |
| ૧૧ | ૩ | હેવાન | હેરાન |
| ,, | ૯ | પરસ્તાયે | પસ્તાયે |
| ,, | ૧૦ | ભલે | ભૂલે |
| ,, | ૧૭ | બુદ્ધિ | બુદ્ધિ |
| ,, | ૨૦ | વિષણું | વિષ્ણુ |
| ૧૫ | ૬ | ફરિને | ફરીને |
| ૧૫ | ૯ | તાહારિ | તહારિ |
| ૨૪ | ૨૦ | મુરખા | મુરખા ! |
| ૨૭ | ૨ | કમાયો | રમાયો |

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૭ | ૧૦ | ધાણી | ધાણી |
| ,, | ૨૧ | પ્રેમદા | પ્રમદા |
| ૨૯ | ૧૩ | આપ મતિયા | આપમતિયા |
| ૩૦ | ૧૦ | ધરીશ | ધરીશ, |
| ૩૧ | ૧૫ | અંતર | અન્તર |
| ૩૫ | ૧૧ | કવિશ્વર ! | કવીશ્વર ! |
| ૩૭ | ૩ | દીનમાં | દિનમાં |
| ,, | ૧૪ | મર્માંરે | પિયરે |
| ૩૮ | ૧૦ | ત્રાશ | ત્રાસ |
| ,, | ૧૫ | હરજીવન ; | હરજીવન ! |
| ,, | ૧૯ | પતિવૃત | પતિવૃત |
| ,, | ૨૦ | કેહે | કહે |
| ૪૧ | ૭ | ગુણવંતી | ગુણવંતિ |
| ,, | ,, | દુખવંતી | દુખવંતિ |
| ,, | ,, | રડંતી | રડંતિ |
| ,, | ૯ | ક્રોધ | ક્રોધ |
| ૪૨ | ૧ | ગુણવંતી | ગુણવંતિ |
| ,, | ૭ | ,, | ,, |
| ,, | ૨૧ | લુટાયો | લુંટાયો |
| ૪૩ | ૨ | લાગ્યુ | લાગ્યું |
| ,, | ૬ | ગરિમ, | ગરિમ- |
| ,, | ૮ | દેષના | દોષના |
| ,, | ૧૬ | જ | જે |
| ૪૪ | ૧૩ | ખાસિં | ખાસિ |
| ,, | ૧૫ | પુરાણિંુ | પુરાણિું |
| ૪૫ | ૨ | ગાઓ | ગૉઓ |
| ,, | ૩ | અદકિં | અદકિ |

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૫ | ૧૨ | ફરિથિઁ | ફરિથિ |
| ,, | ૧૪ | બનિંયા | બનિયા |
| ૪૬ | ૩ | પરાં:॥ | પરામ્॥ |
| ,, | ૫ | सइ | सह |
| ૪૭ | ૨૧ | પરણાવિઁ | પરણાવિ |
| ૪૮ | ૧૧ | લાખ્ખો | લાખ્ખો |
| ૪૯ | ૫ | વૈદ્યઁ | વૈદ્યો |
| ,, | ૮ | બનિઁ | બનિ |
| ,, | ૧૧ | વૈદો | વૈદ્યો |
| ૫૧ | ૩ | સુઝયું | સુઝ્યું |
| ,, | ૮ | પ્રધાનને | પરધાનને(કવિતામાં જોઇએ) |
| ૫૨ | ૧૦ | વિચારીને | વિચારિને |
| ,, | ૧૩ | આદ્ય અક્ષરથી | આદ્યક્ષરથી |
| ,, | ૧૭ | રૂપુ | રૂપું |
| ૫૪ | ૧ | કહે | કહેઁ |
| ,, | ૧૦ | શીલભાનું | શીલભાનુ |
| ,, | ૧૨ | મોહેની | મોહની |
| ,, | ૧૪ | શીલભાનું | શીલભાનુ |
| ૫૫ | ૨ | સંબંધિ | સંબંધ |
| ,, | ૧૦ | પુત્રી | પુત્રિ |
| ૫૭ | ૨ | વરસરમાં | અવસરમાં |
| ,, | ૧૫ | પછિ | પછી |
| ૫૮ | ૩ | મંત્રી | મંત્રિ |
| ૫૯ | ૧૬ | બનેછે | બનેછ |
| ૬૧ | ૧૪ | દીઠા | દીઠાં |
| ૬૫ | ૧૮ | મર્જન | માર્જન |

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ६६ | ૧ | ગાયત્ર્યા,- | ગાયત્ર્યાવા- |
| ,, | ૭ | ભૃગથી | ભૃંગથી |
| ६६ | ૧૦ | પરતુ | પરંતુ |
| ६७ | ૩ | રાસિ | રાશિ |
| ,, | ૧૨ | મૌઢ | પ્રૌઢ |
| ૭૧ | ૪ | પામ્યા | પામ્યાં |
| ૭૨ | ૨૦ | બળવતને | બળવંતને |
| ૭૭ | ૪ | કેમ | કંૅમ |
| ,, | ૧૭ | કોઈ | કૅાંઈ |
| ૭૮ | ६ | તમે | તેમ |
| ,, | ૯ | અ દૃષ્ટ | અ-દૃષ્ટ |
| ૭૯ | ૧૫ | બહુ બહુ કરી વિ સ્મય મન મધ્યે, | બહુ બહુ કરી વિચાર થયો વિસ્મય મન મધ્યે, |
| ૮૨ | ૧६ | લોક | લોક, |
| ૮૩ | ૨૨ | લૂંટીને | લૂંટિને |
| ,, | ,, | બાંધીને | બાંધિને |
| ,, | ,, | મૂકી | મૂકિ |
| ૮૫ | ૩ | કેમ | કેમ ? |
| ૮૯ | ૯ | આપણુ | આ પણુ |
| ૯६ | ૧૦ | લવ | નવ |
| ૯૭ | ૧૪ | સૂર્યદિ | સૂર્યાદિ |
| ૧૦૫ | ૯ | ગુફા | ગ્રુફા |
| ૧૦६ | ૧૧ | વધો | વધા |
| ,, | ૧૪ | થિર | સ્થિર |
| ,, | ૧૮ | નપતિ | નૃપતિ |
| ૧૦૭ | ૩ | કેદિ પક્ષિ | કેદિ રુપે પક્ષિ |
| ૧૦૮ | ૧૨ | દિન | દિનો |

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦૯ | (છેલ્લી) | નાખનારો | નાખનારા |
| ૧૧૦ | ૪ | થઉ | થાઉં |
| ૧૧૧ | ૯ | માન્યું | માન્યું. |
| ૧૧૨ | ૧૪ | પચ્ચિ | પછિ |
| ,, | ૧૮ | 'હા' | 'હા' |
| ૧૧૩ | ૧૦ | કં | કૈંક |
| ,, | ૧૧ | કચ્યતા | ચિંતા |
| ,, | ૧૨ | શિળ | રાળ |
| ,, | ૧૫ | રહા | રહી |
| ૧૧૬ | ૫ | જઇતે | જઈને |
| ૧૧૮ | ૧૪ | રણમાંય | રણમાંથિ |
| ,, | ૨૩ | વલ્લભીપતી | જ્યહાં વલ્લભી-પતી |
| ૧૨૦ | ૨૦ | સુવામ | સુવામાં |
| ,, | ૨૨ | પદાથ | પદાર્થ |
| ૧૨૨ | (છેલ્લી) | ભંડ | ભૂંડ |
| ૧૨૪ | ૨ | લાલભાઈએ! | લાલભાઈ! એ |

---

### આ ચોપડી નીચેને ઠેકાણે મળશે.

**અમદાવાદ** ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીમાં **ખેડામાં** ખેડાવર્તમાનના અધિપતીને ત્યાં **ભરૂચમાં** નંબર ૧ લા ની સરકારી નિશાળમાં નરોતમ પ્રાણજીવન પાસેથી.

વડુ તાલુકે **પાદરામાં** તલાટી રેવાશંકર રામશંકર પાસે.

કાહાનવા તાલુકે **જંબુસરમાં** ગ્રંથકાર પાસેથી.

દસથી વધારે નકલ મંગાવનારને સેંકડે દસ ટકા પ્રમાણે કમીશન તથા પોસ્ટેજ મળશે. દસથી ઓછી નકલ મગાવનારે પોસ્ટેજ આપવું પડશે.

---

# कामकटाक्ष

## अथवा

# एक हरिभट अने बेउ गुणवती.

---

## अध्याय १ लो.

### દોહરા.

જય જય જય જગ કારકા, સખ-દાતા ઘનસ્યામ;
આદિ મધ્ય અવસાનમાં, તું અવિચળ શુભ નામ. ૧
જગત તણા પરપંચનો, તેં શુભ કીધો સંચ;
તુજને ભજતાં ભુવનપતિ! રંજ રહે નહિ રંચ. ૨
ભૂતળ, તળ દરિયા તણું, પા'ડ, ઝાડ, રણ, રાન;
તુજ શક્તીથી સહુ થયાં, જડ, જંગમ, હેવાન. ૩
તુજ પ્રતાપથી પલકમાં, ખલક નાશ થઇ જાય;
ક્ષણમાં રવિ, [૧]કવિ, ચંદ્રમા, ભૂતળ પણ પ્રગટાય. ૪
રાજ્ય કરે કંઇ રાજવી, ભાગિ જાય કંઈ ભૂપ;
કંઇ હાથી હોદ્દે ચઢે, એ તુજ કૃતી અનૂપ. ૫
અખિલ જગતના સુખ કરણ, ચરણ વંદુ ધરિ ભાવ;
જાગે જે મતિ માહરી, તે તારો પરભાવ. ૬
કવિને હસવા, રસિકનું—મન હરવા નવિ રીત;

---

[૧] શુક્ર,

અજ્ઞ તથાપી ઓચરૂં, કંઇક કથન તજિ ભીત. ૭
ગુણ ગંભિર ગુજરાતમાં, કંઇક થયા નર વીર;
છાંટ્યૂં કવિતા વેલિને, જેણે નવ રતિ નીર. ૮
તે હાથી હોદ્દે ચઢ્યા, મુલક કર્યા કંઇ જેર;
કાયમ કવિ વણ ના રહ્યા, બાંધી બળ-સમશેર. ૯
સૂર્ય-તેજ વાયૂ વડે, પૃથવી પર પથરાય;
વીર કવિના યોગથી, દેશ વિદેશ ગવાય. ૧૦
[1]ઇશ્વરને ઓળખાવવા, એ છે કવિનું કામ;
એમ સમજિ આ ગ્રંથમાં, ઇશ્વરનું ધરું નામ. ૧૧
સુખ કરનારા સર્વને, એકજ ઇશ્વર ભાઇ!
અન્ય તણો આશ્રય કર્યે, વળે ન તા'રૂં કાંઇ. ૧૨
લાયક નર સંતોષવા, લખ્યું કવિતા ધરિ ટેક;
ભાવ થકી તે વાંચજો, ઈશ્વર સમરી એક. ૧૩
વડું વડોદરા પ્રાંતમાં, લાએક છે એક ગામ;
શ્રેષ્ઠ સહુથી માટે 'વડુ', એવું તેનું નામ. ૧૪
વાસ વસે જ્યાં લેઉઆ, અમિન પટલ સરદાર;
ઝાઝે જોરે તે વહે, ભૂપ તણો શિર ભાર. ૧૫
પ્રગણાં જેના હાથમાં, દેશ વિદેશે નામ;
લેઉઆ રણ લાખ્ખોપતી, પણ ન ધરે એ હામ. ૧૬
વણિક વડા શ્રીમંત પણ, ધન સંચે ધરિ ધીર;
ખરચે ખૂંચે છાતિમાં, છોને થતા વજીર. ૧૭

---

૧ વડુ ગામના અમીન.—પરમેશ્વર.

બાદશાહ સમ યોગ્યતા, લેઉઆ વણ નવ થાય;
માગણને દે શાલ શુભ, આપ ઉઘાડી કાય. ૧૮
માન, મુરાતબ, સાહ્યબી, જો લેઉઆ ઘર હોય;
તો દળદર દુખિ લોકનું, ઘેર ઘેર જાઇ રોય. ૧૯
એવા લેઉઆ કૂળમાં, સુખ સંપત દરિયાવ;
આશ્રિત-પાલન, પંચજન, ધરે જેહ પરભાવ. ૨૦
**પ્રાગદાસ બાપા** થયા, એ ઠામે જગ જાણ;
શોક-શત્રુ-તમ ટાળવા, જેવો ઉદયિત ભાણ. ૨૧
પુત્ર તેમના પ્રાક્રમી, **હરીભાઈ** કૂળ-દીપ;
કારભાર રૂડો કર્યો, રાજી કર્યા મહીપ. ૨૨
સંવત ઓગણિ પાંતરિસ, સાલે તજિ આ લોક,
તે પોતે પણ સંચર્યા, વૈકુંઠે તજિ શોક. ૨૩
સુત તેના સોહામણા, એકજ **ઇશ્વરભાઇ;**
પ્રવિણ વાદ વિદ્યા વિષે, કાચું ન મળે કાંઇ. ૨૪
બુદ્ધિશાળિ ને, ચતુર નર, ધર જધર, વરવીર;
સર્વ કળા સંપૂર્ણ છે, વડુમાં વડો અમીર. ૨૫
કારભાર પોતે કરે, લાલાજી જ્યાં નેટ;
સદ્ગુણ [૧]વારિદ શાન્તિકર, ભરે ગરિબનાં પેટ. ૨૬
કાવ્ય કળામાં પ્યાર છે, વહાલા છે કવિ જન;
પુણ્ય માર્ગમાં પ્રીત છે, હરિમાં હરનિશ મન. ૨૭
અધિકારે વડુમાં વસે, ના'ર નગરિ નિજ ગામ;

---

૧ મેઘ.

પેટલાદ પ્રગણા વિષે, નવે ખંડમાં નામ. ૨૮
માધવદાસ તણા ત્યહાં, સુત અમથાભાઇ એષ્ટ;
ગોવિંદભાઇ તણાજ તે, ભ્રાત સર્વમાં જેષ્ટ. ૨૯
અમથાભાઇના પુત્ર શુભ, લાલભાઇ કહેવાય;
કલ્યાણભાઇ, ભાઇ લાલભાઇ, ભ્રાત તેમના થાય. ૩૦
લલાભાઇ બહુ પ્રાક્રમી, ધર્મવાન ધીમંત;
જ્ઞાનવાન વપુવાન નર, સર્વ થકી શોભંત. ૩૧
ઉમ્મર વરસ અઠાવિસે, હાલ વસે વડુ ગામ;
ઉજવળ જશ પેદા કર્યો, જુગ જુગ રાખ્યું નામ. ૩૨
કામદાર સરકારના, જાણે સૌ શ્રીમંત;
વચન ફરે નવ જેહનું, નમે બધા બળવંત. ૩૩
શુભ વડોદરા રાજ્યના, રેસિડંટ સરદાર;
સર્ જેકશન્ સર્ મેલવિન્, પૂરો રાખે પ્યાર. ૩૪
ડાકટર ને ઇજનેર વળિ, અન્ય ઘણા અધિકારિ;
યુરોપિયન પણ પ્રીતથી, આપે આબરુ સારિ. ૩૫
ખબરદારિ ખુબ જોઇને, આપ્યાં સર્ટિફિકેટ;
લાલાજી ગુણવાન નર, ચતુર વિચક્ષણ નેટ. ૩૬
કવિતાનો બહુ કોડ મન, કવિપર રાખે ભાવ;
રીઝે તો રાજી કરે, દે સબળો સિરપાવ. ૩૭
લાલાજીનું વચન જો, ફરે વહ્યું એકવાર;
તો વિપરિત રીતે ફરે, આ આખો સંસાર. ૩૮
પરઠ્યં પાળે પ્રીતથી, હાંકી જીતે હોડ;

પંચ વિષે પરમાણુ છે, કોઈ ન કાઢે ખોડ. ૩૯
અમિન પટર શ્રી પ્રાગદા, બાપા જે જગ જાણ;
શુભ સંબંધી તેમના, પંચ કરે પરમાણ. ૪૦

## હરિગીત.

વડુમાં વડો મુણિ એક રેવાશંકર પ્રિય વિષ્ણુનો,
શુભ **રામશંકર** પુત્ર જે ભજનાર છે પ્રભવિષ્ણુનો;
**ઈશ્વરભાઈનિ** સમક્ષમાં તે **લાલભાઈ** આગળ રહી,
કવિતા રુપાળી મુખ્યથકી કૃતિ આપની પોતે કહી. ૪૧
સુણિ દિલ વિષે રાજી થઈ, ધરિ પ્રીત કવિતા કામમાં,
પોતે વદ્યા કોઇ પ્રવિણ કવિને તેડિ લાવો ગામમાં;
તે થકી રેવાશંકરે નિજ મિત્રને લખિ પત્રને,
બોલાવવા આગ્રહ કર્યો, તે આવિયો કરિ યત્નને. ૪૨
કવિનો અતી આદર અમીન પટેલ કરિને બોલિયા,
કવિરાજ! ગ્રંથ નવિન, રસની ખાણ એક રચો 'હિયાં;
સુણિ શાણિ વાણિ કવી વખાણી, ખાણિ રસની ખોલવા,
શરુ કીધ કા'ણિ પુરાણિની, અતિ હર્ષ આણી બોલવા. ૪૩
પુસ્તક તણા ગુણનું કથન કરવા કવી મન ધારિને,
પોતે વદ્યા, સુણજો સભાસદ! અન્ય વાત વિસારિને;
પુસ્તક–પઠન છે કઠણ, પણ છે કામ તેનાં કારમાં,
તજશો ન પુસ્તક જાણિ રૂડો સાર આ સંસારમાં. ૪૪

## કુંડળિયા.

પ્યારા નહિ કદિ છોડશો, પુસ્તકને પળવાર,

પુસ્તકપર પરમેશ્વરે, રચ્યો સરવ સંસાર;
રચ્યો સરવ સંસાર, સારમાં સારજ એછે,
ચમત્કારિ કોઇનાં, કારમાં કારજ એછે;
ભૂત ભવિષ્ય ભાળવા, કાચ આંખોના સારા,
કરે અકલથી જોઇ, કોઇ કારીગર પ્યારા. ૪૫
પોથી રૂપી કમળના [1]અમળ [2]દળ વિષે વાસ–
વસે સરસ્વતિ સાધવી, પૂરે મનની આશ;
પૂરે મનની આશ, દાસ સૌ દેખૂં તેના,
તેના વણ સૂધર્યાં [3]ધરામાં કારજ કેનાં?
સરવે શાણા લોક થોક તે ગોથી ગોથી,
વાંચે છે દિન રાત, નેમથી પ્રેમે પોથી. ૪૬
લાજે નારી કર વિષે ધરતાં પોથી કોઇ,
તો તે મુખ મધ્યે ધરે, પ્રેમ સહિત ચિત પ્રોઇ;
પ્રેમ સહિત ચિત પ્રોઇ, જોઇ ચૂડો કરમાંનો,
ધરે પોથિનો રંગ, અંગ ઊપર પ્રિવ માનો;
તો તે પોથી થકી નકી રમણિક થઇ રાજે,
કહો જગતમાં કોણ પોથિ નવ ધરિ નવ લાજે. ૪૭
જો ચોપડિ કરમાં ગ્રહે, ચોપડિ [4]ચો-પડિ ખાય,
નહિ તો પર-તાબે પડી, [5]બે-પડિ કરમાં સા'ય;
બે-પડિ કરમાં સા'ય, સા'ય તેની ન કરે કો,

---

૧ નિર્મળ. ૨ પત્ર. ૩ પૃથ્વી. ૪ ચાર પડવાળી રોટલી.
૫ ઘંટી.

પુસ્તક પૂરુષ તણો જાણવો જબરો ટેકો;
ભીખ માગિને પાઇ પાઇ કરિ પુસ્તક લેજો,
પુસ્તક લેવા માટ પાંચ પૈસા ન મળે જો. ૪૮
બૂક બતાવે ચૂકને, ગ્રંથ બતાવે પંથ,
પુસ્તક તકને જાળવે, 'જો કિતાબ તૂં કંથ';
જો કિતાબ તૂં કંથ, કંથને નારી કહેછે,
એજ થકી ધનવાન લોકની લજ્જા રહેછે;
[1]વર્તમાન [2]વર્તમાનનાં [3]વર્તમાન લાવે,
ભાવે તો ભણ [4]કિંતુ, ચૂક તો બૂક બતાવે. ૪૯
શું શું પુસ્તક નવ કહે, શી શી નવ દે શીખ?
શો શો ઇલમ ન શીખવે, ભાગી ભૂંડી ભીખ.
ભાગી ભૂંડી ભીખ, ભોગ દે ભારે ભારે,
દૂર કરે દુખ, શોક, રોગને, વારે વારે;
સંકટ કેરૂં કટક તે વિના કોણે ભૂસ્યૂં,
પુસ્તકના ગુણ તણૂં, કરૂં હૂં વર્ણન શું શું. ૫૦
આપે પુસ્તક પલકમાં, ખલક વિષે સનમાન,
ઉડાડે આકાશમાં, બેસાડી વૈમાન;
બેસાડી વૈમાન માનવીને સુખ આપે,
છપાય પોતે પ્રથમ પછી સહુનાં મન છાપે;
દુર્ગુણના [5]ગણ ઘોર, જોરથી ઝટ ઉથાપે,

---

૧ ન્યૂસ. ૨ ચાલતા સમયનાં. ૩ સમાચાર. ૪ પણ
૫ સમૂહ.

કાપે ક્રૂર કુસંપ, સંપ આપી સુખ આપે. ૫૧
પગ વણ પૃથ્વીમાં ફરે, મુખ વણ બોલે વાણ,
કર વણ કાપે ક્લેશ તરુ, દઇ શિક્ષા નિરવાણ;
દઇ શિક્ષા નિરવાણ, વા'ણ જળ મધ્ય ચલાવે,
દૂર દેશની વાત ભ્રાત પળમાં અહિં લાવે;
પુસ્તક ગુણનું કથન મથન કરવાથી સીમા!
કરે કારમાં કામ, હાથ પગ વણ પૃથ્વીમાં. ૫૨
ડાહ્યાને ગાંડો કરે, ગાંડાને દે શીખ,
ડોશીને જોશી કરે, પશુને કરે પરીખ;
પશુને કરે પરીખ, મૂર્ખને માન અપાવે,
સીંધૂના તળ થકી, મોતિની માળ બતાવે;
ભૂત ભવિષ્યની વાત સદ્ય સમજાવે સાને,
પુસ્તક તણો પ્રતાપ પૂછ જૈ કોઇ ડાહ્યાને. ૫૩
પળમાં દિલ દિલગિર કરી, પળમાં આણે હાસ,
પળમાં ક્રોધ કરાવિને, અંતર કરે ઉદાસ;
અંતર કરે ઉદાસ, વાસના ત્યાગ કરાવે,
પળમાં કામી કરે, આશ-પાશે બંધાવે;
પળમાં લૈ આકાશ ડુબાડે પળમાં જળમાં,
એનું જોર વિચિત્ર, તોય તેનાથી [1]પળમાં. ૫૪
રાજા વિક્રમ, ભોજને, અજ, દશરથ, શ્રી રામ,
રાવણ, અહિરાવણ, બળી, કૃષ્ણ અને બળરામ;

---

૧ નાશી ન જા.

કૃષ્ણ અને બળરામ, રામ પરશુ ધર શૂરા,
પાંડવ કૌરવ સર્વ પામિયા ખ્યાતી પૂરા;
એ આદી જે કોઈ સ્મૃતી આપણિમાં તાજા,
તે પુસ્તકથી રહ્યા, રંક, ઋષિ કે મહારાજા. ૫૫

દોહરો.

પુસ્તક ગુણ-ગણ વરણતાં, ગ્રંથ બનો ગૂંથાય;
રંજન કરવા રસિકને, ચાલું કરિશ કથાય. ૫૬

---

# અધ્યાય ૨ જો.

## માલિનીછંદ.

[1]કલિમળ મથવાની કૈં કથા કાં'ણિ જાણી,
ભરિ ગુણનિ કમાણી, જાણિ ગર્વાણ વાણી;
કરિ સદગુણ ખાણી સુંદરી શાણિ રાણી,
સુરત પુર વસ્યો' તો એક પક્કો પુરાણી. ૧
નથિ વસુ વણ વી'લા કે [2]ધૃતી વીણ ઢીલા,
દુખ તણિ નથિ શીલા, જ્યાં નથી કો હઠીલા;
છબિલિ સહ છબીલા કામિના જ્યાં વસીલા,
[3]સુરત સુખનિ લીલા ભોગવેછે રસીલા. ૨
ખટ કરમ કરીને, શે'રમાં સંચરીને,
પછિ ઉદર ભરીને, ગ્રંથ પંથે ફરીને;

---

૧ કલેશ રૂપી મેલને મટાડવાની. ૨ ધીરજ. ૩ સુરત શેહેરઃ-સુ-રત.

જર જુવતિ જુવાની જોરને પામિ ઝાઝું,
હરિભટ સુખિ રે'તા લઈ અંગ્રેજિ વાજું. ૩

### ચોપાયા.

એક હતો યજમાન તેહનો, વણિક ઘણો ધનવંત;
સુત દારા દુહિતાદિ કુટંબી, ધૈર્યવાન ધીમંત. ૪
જાય પુરાણી કથા નિત્ય ત્યાં કરવા વલ્લભ કુળની,
વાંચે કૃષ્ણ કથા સમજાવે માળા ધરી બકુલની. ૫
ઘરનૂં પણ કંઇ કામ કાજ તે કરે પુરાણી બાવા;
શેઠ તણા ઘરનો પૈરાણિક, ખોટ નથી કંઇ ખાવા. ૬
શેઠ તણી દુહિતા ગુણવંતી, ચતુર શિરોમણ નારી;
પ્રાકૃત પિંગળ વ્યાકરણાદિ, ભણેલ ભામા સારી. ૭
વરસ અઢાર તણી તે વયમાં, રેહે પિયર સાસરિયે;
સુંદરતા એની વરણવવા, શિદ કાગળને ભરિયે. ૮
દ્રવ્યવાન માબાપનિ બેટી, વણિક તણી વાચાળ;
પૂછે પ્રશ્ન પુરાણિકને, કો વખત ધરીને વા'લ. ૯
હતા પુરાણી ગુણના ભરિયા, દરિયા ડા'પણ કેરા;
ચતુર વિચક્ષણ વડા વિવેકી, લજ્જા-પ્રિયજ ઘણેરા. ૧૦
વરસ વીસને ચાર વધારે, ઉમ્મરમાં અતિ ભોગી;
રૂપવાન વરણાગી વાળા, દ્રઢને દેહ નિરોગી. ૧૧
અતિ પરિચય નિજ શેઠ ઘેર, સૌને તેનો વિશ્વાસ;
જાણે પૈરાણિક આવ્યા તો, પધારિયા અવિનાશ. ૧૨
"પવિત્ર બ્રાહ્મણ વેદ ભણેલા, ખટ કર્મમાં પ્રવીણ;

નિષ્કપટી નિર્લોભિ, અને, નિષ્કામી, દંભ [1]વિહીન." ૧૩
એવા જાણે સહુ ભટજીને, ભટજી પણ ગુણવાન;
પણ યજમાન તણી દુહિતાને, દેખિ થાય હેવાન. ૧૪
વાત કરે તેશું શાસ્ત્રોની, પણ મનમાંહિ [2]મનોજ;
કામ તણિ ચેષ્ટા કરિ બોલે, તે સ્ત્રી આગળ રોજ. ૧૫
પણ તે ગુણવતિ પતિવ્રતા નવ સમજે અંતર એનૂં.
જાણે એને પરબ્રહ્મશા, નિર્મળ મનછે જેનૂં. ૧૬
વિહાર કરવા કરે વિચારો, પુરાણિ બાવા મનમાં;
પણ પછિજ્ઞાન વિચારે કરિ, પસ્તાયે જઇ નિજ ઘરમાં. ૧૭
દેખે તરૂણી, મોહસુરાની કેફે ભલે જ્ઞાન;
વારંવાર પછી પસ્તાયે, રે હરિ હૂં અજ્ઞાન. ૧૮
જે મુજને મન પવિત્ર લેખે, તેના પર [3]રતિ ભાવ-
દેવ! કરૂં હું ધિકછે મુજને, એ પાપથી બચાવ. ૧૯
હે જગનાયક! હાથ જોડિને, કરૂં વિનંતી આજ;
ક્ષમા કરો મુજ પાપ માનસિક, છે તમ સરખૂં કાજ. ૨૦
આ જગ મધ્યે જન જાતીને, જો કદિ તેં સરજાવી;
તો તેં તેની નિશ્ચય બુદ્ધિ અતિ ચળ કેમ બનાવી. ૨૧
કામ હામ ધરિ મામ હરેછે, હે હરજીવન મા'રી;
વારંવાર મથ્યો પણ એથી હિમ્મત મા'રી હારી. ૨૨
જેને વિષ્ણું શીવ [4]વિરંચી, શક્યા ન જીતી લેશ,
તેને કેમ કરીને જીતું, બતાવની દેવેશ. ૨૩

---

૧ વિનાના. ૨ કામ. ૩ કામની ઇચ્છા. ૪ બ્રહ્મા.

અરે! હાય! [1]એનાં કામોથી હાર્યો વારંવાર;
નિશ્ચય મારો સ્થીર રહે નહિ એનિ પાસ પળવાર. ૨૪
જેવે [2]ચેતોભવ, [3]ભવ! ચિતમાં, ચેતેછે ભવનાથ!
તેવે સમયે બુદ્ધી મા'રી, રે'તિ નથી મુજ હાથ. ૨૫
ભેદ ભલા જે વેદ તણા તે, તત્ક્ષણુ ભૂલી જાઉં;
નીતી ને સદ્ગુણથી છૂટો, તરત જગપતી! થાઉં. ૨૬
નિશ્ચય કેરી ગાંઠ હૃદયથી તરત નરમ થૈ છટે,
કામ-વિકારે કરિને મા'રાં વિવેક ચક્ષુ ફૂટે. ૨૭
ધીરજ, ડા'પણ, લજ્જા, પરદુખ્ખ કેરી દયા દયાળ;
ખોટ, દુઃખ અનુકશાન તણો ભય, નાસેછે તતકાળ. ૨૮
કામજ્વર વા [4]ભૂતમનોભવ, ચઢે જહાં જઈ અંગ;
પામે સદ્ગુણ તરત [5]વિકૃતી, થાય નિયમનો ભંગ. ૨૯
થાક્યો હું બહુવાર યત્ન કરિ, વળ્યૂં ન મા'રૂં કાંઈ;
દયા નિધી! અઘઓઘ વિદારક!, પકડ માહરી બાંહી. ૩૦
કામ થકી કાયર છૂં પૂરો, વદૂં ન ઝાઝી વાણુ;
હે જગજીવન! કોઇ તરે'થી, પોતે નથી અજાણ. ૩૧
આપો નિશ્ચય બુદ્ધી મુજને, ફરે ન કામ વડે જે;
બાપ દયાળૂ, કામ જીતવા, દૃઢ મન નિશ્ચય દેજે. ૩૨
જ્વર જાતાંનો જેષ્ઠ ભ્રાત જે, કામ નામ કહેવાય;
ઔષધ આપો એવૂં મુજને, ફરી ન જેથી થાય. ૩૩

**વસંત તિલકા.**

મેં વાર વાર ભવનાયક! ભક્ષ ખાધી,

---

૧ કામદેવનાં. ૨ કામ. ૩ મહાદેવ. ૪ કામ. ૫ વિકાર.

તોયે ટળે ન [1]મનસીજ તણી ઉપાધી;
રાખૂં ઘણૂંક પકડી, પણ તે રહેના,
આ દુષ્ટ મૂજ મનની સ્થિરતા ટકે ના. ૩૪

ચોપાયા.

એમ કરે પણ તરત સુંદરી મુખ જોતામાં ભૂલે,
[2]તે સ્થાનકને તજતાં વૃત્તી સઘળી તેની ડૂલે. ૩૫
એ કારણથી પ્રસંગ [3]તેનો નવ તે થકી તજાય;
પ્રસંગ પડતાં, મન વારે પણ, ચિતમાં ચટપટિ થાય. ૩૬
એ રીતે દિન કંઇ વીત્યા, ગઈ સુંદરિ તે સાસરિયે;
કામ વાયુ તોફાની શમિયો, પુરાણિને દિલદરિયે. ૩૭
કૈંક માસ પછિ શેઠ કહે કે, સુણજો પુરાણિ બાવા;
તત્પર થાજો કીકિ બેનને તમે તેડવા જાવા. ૩૮
કાલ સવારે પ્રયાણ કરજો, રાત ઉપર કરિ ભાતું;
ઘરના માટે કહિયે તમને, નથિ અન્યને વદાતું. ૩૯
સારૂં કહિને ગયા પુરાણી, થયા પછી તૈયાર;
પ્રાતઃકાળે ઘરુણિને કહિ, પળ્યા પંથ મોઝારે. ૪૦
સુંદરિની સાસરિયે પહોચ્યા, સાંજ પડ્યે હરિરામ;
ઘેર એકલી [4]ગુણવતિ દીઠી, શેઠ ગયેલા ગામ. ૪૧
સાયં સંધ્યા સ્નાન કરી, કરિ જમ્યા ભટજિ મિષ્ટાન્ન;
વાત કરંતા કામિનિ સાથે કામ થયો બળવાન. ૪૨

---

૧ કામ. ૨ યજમાનનું ઘર. ૩ યજમાનની છોકરીનો.
૪ યજમાનની છોકરીનું નામ.

સ્ત્રીએ સેજ બતાવી, પોતે દૂર સૂઇ ગઇ જૈને;
બ્રાહ્મણની નિદ્રા ગઇ નાસી, કામ ઝેરને પૈને. ૪૩
ઘણો વિચારે, મનને વારે, મનસિજને ધિક્કારે;
ઘણો વિસારે, વારે વારે મનમાં આમ ઉચ્ચારે. ૪૪

વસંત તિલકા.

રે કામ ! આમ તુજ કામ તમામ દેખી,
ધિક્કારૂં છૂં અતિ તને, તજ તુચ્છ લેખી;
તૂં વિઘ્ન માત્ર કરતા સહુ ભૂત કેરો,
શૂં તૂં ઠર્યોધ્ધું મદ રાખિ હજી ઘણેરો. ૪૫
કીધાં કઇંક જનનાં નિરમૂળ નામ,
બોળ્યાં કઇંક કૂળ તેં બળવાન કામ;
માર્યા કઇંક જનને ન મળ્યૂં ઇનામ,
પામીશ પાપિ પરચંડ તું દંડ ડા'મ. ૪૬
આપે તને [1]સદન અંતરમાં રૂપાળું,
તૂં તેહનૂં હૃદય તાપ વડે ઉકાળું;
તા'રા સમો કૃતઘની જગ મધ્ય નામ—
દીઠો ન અન્ય, તુજને ધિક ધિક્ક કામ. ૪૭
દેખાડિને રસ ઘણો, મન ફેરવીને,
કાંતો વિવાદ કરિને, જન હેળવીને;
તેને કરિ સ્વવશમાં પછિ દુઃખ દેછે,
વિશ્વાસ-ઘાત કુણ તૂજ સમો કરેછે ? ૪૮

---

૧ ઘર-ઠામ.

નિંદેછ અર્થ અબળા—જન, યોગિ સારા,
કાચા અનૂભવથિ ભૂલ બઈ બિચારા,
તૂં પેશિને શરિરમાં નરને ભમાવે,
જ્યાં કામિની શબ્દ કર્ણ વિષે ન આવે. ૪૯
ગંભીર લોક તણિ ગંભિરતા હરીને,
શૂં તૂં હસેછ પછિ તેહ પ્રતી ફરિને;
શૂં તૂં રહ્યોધ્રું નિજ કામ રૂડૂં કરીને,
ધિઃકાર કામ તુજને કહુછું ફરિને. ૫૦
થાક્યા તાહારિ વિનતી કરિ વાર વાર,
સામા થયા તદપિ તેંજ પમાડિ હાર;
માથૂં નમાવ્યું પણ તેં કરુણા કરી ના,
તૂં વોર નોગ્ય, તવ 'જા મર કૂતરીના'. ૫૧
હે ચોર! જોર જગમાં તુજ આજ ભારે,
આયુષ્ય, બુદ્ધિ, બળને હરનાર જ્યારે;
શિક્ષા ન થાય તુજને સરકારથી તો—
તે જગત તાત કરશે, નથિ કેમ બી'તો? ૫૨
સંભાર કામ! તુજ મામ તમામ મૂકી,
તે કેમ પાર્વતિ-પતી શિવ જાય ચૂકી?
ભસ્માવશેષ કરિયો ક્ષણવાર માંહી,
શૂં ગર્વ આજ કરિને રખડેછ આંહી. ૫૩

ઝૂલણાછંદ.

તોડિ વ્રતપાળ, શતવાર કરિ હાર, બુધ—

માર મારી અને [1]માર નાઠો,
ભાગિને નિયમનો કોટ, દઈ દોટ, ચઢિ,
ખોટમાં ખોટ ખવરાવિ ખાટયો;
બુદ્ધિ પણ બારસેં વાર ખઇ હાર,
ફરિ જાય, નવ થાય કંઇ તેનું ધાર્યું;
કામ! કયમ આમ ધરિ હામ મુજ અબળ—
બળ બાળવાને બન્યૂં જોર તા'રૂં'. ૫૪

### શાર્દૂલ વિક્રીડિત.

કીધા મેં કંઇ વાર નીમ પણ તે તોડ્યા [2]મનોજે ક્ષણે,
કીધો નિશ્ચય ફેરવ્યો ફરિ ફરી, રે કોણ તેને હણે ?!
પાપી પુષ્ટ મનોજ, દુષ્ટ જગમાં, લોકોનિ લજ્જા લહે,
રે રે! [3]પાશુપતાસ્ત્રધારિ વણ કો અગ્નીથિ તેને દહે. ૫૫
લોભે લાજ લગાડિ લક્ષ જનને માર્યા મનુષ્યો ઘણા,
ક્રોધે કૈંક અગાડિ તેમ હમણાં ભાઈ! ભલાને હણ્યા;
બુદ્ધી ફેરવનાર એજ જનના જાથુ દિસે શત્રુઓ,
સીમા આવિ રહી કૃતાંત સમ આ કામે કરીને જુઓ. ૫૬
શત્રૂ હોય કદાપિ પાપિ અતિનો તે પ્રાણ લેશે ખરો,
તો તેનો મરનારને નથિ થતો મૂઆ પછી ખર્ખરો;
આતો છે ઉલટોજ જગત અરિથી જાણે જહેને મળ્યો,
લાજે અંતર આપનાથિ જીવતો કામે કરી જે ચળ્યો. ૫૭
આ રીતે [4]મનમાંથિ કામ જીતવા માર્યા ઉછાળા ઘણા,

---

૧ કામ. ૨ કામ.

૩ શિવજી. ૪ મનમાંથી–મનને મથન કરનાર.

તોએ ના અળગા થયા હૃદયથી તે કામ કેરા કણા;
નારીની રતિશી છબી નવ ખશી પૂરાણિના ચિત્તથી,
ડૂબીને મરવાનું નિશ્ચય કર્યૂં [1]કામાબ્ધિમાં પ્રીતથી. ૫૮
ભૂલ્યો ભાન શરીરનૂં નિજ તણા, સૌજ્ઞાન નાશી ગયું,
વર્ણાવર્ણ વિચાર વે'ગ છટક્યો, સંધ્યાદિથી શૂં થયું;
સૂજ્ઞાનો ભય, આબરૂ, નિજતણી [2]વૃત્તી વિચારી નહીં,
દીઠી એકજ સુંદરી જગતમાં, [3]તદ્રૂપ પોતે થઈ. ૫૯

અનુષ્ટુપ.

તે ઉઠીત્યાં ગયો જ્યારે, ન [4]વૃત્તી બુદ્ધિને બદી;
ઓળખીને પુરાણીને, જાગીને વનિતા વદી. ૬૦

માલિની છંદ.

સ્ત્રી—અરર મુરખ પાપી! લાજરે! લાજ! લાજ!
ભગિનિ કહિ મને આ શૂં કરેછે તું કાજ !!
અરધિ રજનિ જાતાં ભંગ નિદ્રા કરીને,
ચરણ કયમ ખસેડે, વસ્ત્ર કોરે ધરીને. ૬૧

પુરાણી—મન પરવશ મા'રૂં કામિની કીધ કામે,
બહુ બહુ પકડયૂં તોએ રહ્યું તે ન ઠામે;
રજનિ ગઇ ઘણી જો તોય નિદ્રા ન આવી,
કિધ વિહવળ મૂને, કામદેવે સતાવી. ૬૨
ચરણ શરણ તા'રે અંગ આ મેં કર્યાં છે,
મુજ શરિર તણાં સૌ રોમ ઉભાં થયાંછે;

---

૧ કામરૂપી સમુદ્રમાં ૨ જીવિકા. ૩ સ્ત્રી રૂપ. ૪ મનોવૃત્તિ.

પ્રકટિ અધિક જ્વાળા કામની અંગ માંહ્ય,
નથિ સહિ શકતો તે માગુંછું તા'રિ સાહ્ય. ૬૩
કુણ ભાઇ ? કુણ પોતા ? પુત્રિ કો ? કોણ ભગ્ની ?
સગાઇ સરવ મિથ્યા લાગિ જ્યાં કામ-અગ્ની;
નથિ સગિ ભગની તૂં, બ્હેનની શી સગાઈ ?
મુજ મરણ થતાંમાં તૂં શું રોશે નહાઈ! ૬૪
[1]યદપિ સગાઇ હોયે તોય શી બોલ્ય ચિંતા,!
કઈંક જનમ મા'રા, તાહરા તેમ વાંત્યા;
કૉઇક જનમ મધ્યે માત તૂં મા'રિ હોશે,
કૉઇક જનમ મધ્યે પુત્રિ તૂં મા'રિ હોશે. ૬૫
કૉઇક જનમ મધ્યે કામની તૂં થયેલી,
કૉઇક જનમ મધ્યે તૂં પતી થૈ રહેલી;
વિપરિત જગમાયા મોહ અજ્ઞાનિને છે,
સમય સમય પેઠે જ્ઞાનિ તો માનિ લેછે. ૬૫
તજ પરપાણું પોતે માનિને નાથ મૂને,
હૃદય કમળ મધ્યે જો દયા હોય તૂને;
તુજ [2]વદનસુધાને પા મને પ્રાણદાતા,
તજ શક સહુ ખોટા કોણ છે પુત્ર માતા ? ૬૭
સ્ત્રી—મુરખ ! વદ વિચારી, લેશ જો લાજ ધારી,
શિદ નરે તનુ હારી, [3]વાંતિનું પી'છ વારી;
તુજ તણી ધરનારી, તેનિ તું છોડિ યારી,

---

૧ જો કદી. ૨ અમૃત. ૩ ઉલટી.

ધિક્ ધિક પરભારી, તૂં ગણે પ્રાણ પ્યારી. ૬૮
બહુ બહુ બકતો'તો શાસ્ત્ર વાતો વખાણી,
ઠગ! તુજ બગ જેવી વૃત્તિ મેં આજ જાણી;
દુર ખશ ઝટ ભહ્રા! કાણુની પાસ આવ્યો?
નહિ અહિ કંઇ સીધે, શાસ્ત્ર એ ક્યાંથિ લાવ્યો? ૬૯
પરનર સહ નારી જાર જે જૈ રમે છે,
સ્મૃતિ ધરમ કહે કે નર્કમાં તે શમે છે;
ધરમ રહિત થાશે પુત્ર જે [1]જાર-જાત,
તજ તજ તજ મૂને શે બગાડે છ જાત. ૭૦
પુરાણી-અરરરર, મુખમાંથી 'ના' હજી નીકળે છે!
સુણિ વચન તહારાં છાતિ મા'રી છળે છે;
સ્મૃતિ ધરમ બધા તે છે મનુષ્યે કરેલા,
સમય નૃપતિ રીતી જોઇને આચરેલા. ૭૧
પણ વખત ગયો તે તેનિ સાથે ગયૂં તે,
નિજ કરમ કરોની, બુદ્ધિ સાથે રહ્યૂં તે;
પુરુષ સહ ત્રિયાનૂં થાય મૈથૂન તેમાં,
તુજ મન બહુ માને પાપ, તો તે ન શેમાં! ૭૨
સ્વરગ નરક સર્વે આળ પંપાળ જાણો,
[2]ગહન ગતિ હરીની તેનું કર્ત્તવ્ય માનો;
હરિ તણિ જ્યમ ઇચ્છા, બુદ્ધિ તો તેમ સૂઝે,
ક્યમ તુજ મન તેમાં પાપને માનિ ધ્રૂજે? ૭૩

---

૧ વ્યભિચારથી જન્મેલો. ૨ ન સમજાય એવી.

[1]કુસુમ-શર થકી આ કાળજૂં ભેદ પામ્યૂં,
મરણ થકિ નહી આ દુઃખતો ઝાઝું જામ્યૂં;
સમજ લગિર શાણી સુંદરી કોમળાંગી,
કયમ કઠિણ થઈ તૂં, અંતરે આગ લાગી. ૭૪
રડતું લગિર નાના બાળને જાણિ બાળે—
હૃદય નિજ તણું ધારી કૃપા તેજ કાળે;
કયમ મુજ સરખાનૂં જોઇને દુઃખ ભારે,
હૃદય સહ લગાવી શાંતિ દે ના ઉગારે! ૭૫
સ્ત્રી—વદ ન વચન કૂડાં કર્ણ-કાંટા સમાં તૂં,
વદ લગિર વિચારી, હોય મોંમાં સમાતૂં;
નિરલજ થઈ આજે લાજ લેવા મહારી,
અરર! [2]નિપુણ બુદ્ધી શે ભમી ગૈ તહારી. ૭૬
વિષય વિષ દિસેછે શર્કરા તુલ્ય જોતાં,
લગિર મુખ ધરે તો છૂટકો પ્રાણ ખોતાં;
પળ કદિ સુખ થાશે, કામનો તાપ જાશે,
પણ પછિ દુખ પામી જન્મસૂધી પિડાશે. ૭૭
કહિશ મુજ પતિને કર્મ આ સર્વ તા'રાં,
પછિ શરુ દુરભાગ્યો સર્વે તા'રાં થનારાં;
[3]મનુજ-જનમ મૂર્ખા ધૂળમાં શે ધરેછે,!
પ્રવિણ થઇ પુરાણી કર્મ આ શાં કરેછે! ૭૮
સમજ સમજ શાણા, ઝેરનો કુંભ આ છે,

---

૧ કામ. ૨ ડાહ્યો. ૩ મનુષ્યાવતાર.

બનિ બનિ બ્યભિચારી, બ્વાર કૈં થૈ ગયાછે;
સમજિ તજિ મને જા સ્થીર થા ગ્નાન ધારી,
નહિ કહું કદિ કોને આટલી ભૂલ તા'રી. ૭૯

પુરાણી—જ્યમ જ્યમ મુખમાંથી વાણિ શાણી ઉચ્ચારે,
ત્યમ ત્યમ પ્રગટેછે કામ-જ્વાળા વધારે;
નથિ તજિ શકતો હું સંગ તા'રો અત્યારે,
નથિ કઈં દુનિયાં કે દેવનો ભિ‌ા મ્હારે. ૮૦
નથિ તુજ તણિ હાની કાંઇ એમાં થવાની,
પણ મુજ મનમાની શાંતિ છે જામવાની;
ફ્કત હઠ નકામી ભૂલથી તૂં કરેછે,
નહિ કોઇ કઈં જાણે શીદ શામા! ડરેછે ? ૮૧

સ્ત્રી—સમજણ ગઇ તા'રી બુદ્ધિને છેક છોડી,
તુજ મન રુપિ ઘોડો દોડતો રાશ તોડી;
અરપિશ જિવ જો તૂં આવશે પાસ દોડી,
અડકિશ મુજને ના ઊંઘ જા શીર ઓઢી. ૮૨

પુરાણી—મરણ પ્રથમ ધારી સંગ તા'રો વિચાર્યો,
મરણથિ ન ડરૂં હું જે ગમે તે ઉચ્ચારો;
જરુર જનમ ધારી માત્ર છે જો જનારો,
કર સફ્ળ કુમારી! સદ્ય આ જન્મ મા'રો. ૮૩
મરિશ નવ થતામાં સંગ તા'રો હું શામા,
પછિ કરિ દ્વિજ હત્યા પામજે તૂં વિસામા;
બહુ કહું તુજને શૂં પ્રાણ દાતાર તૂં છે,

જિવિત સકળ મા'રૂં તૂજથી આ રહ્યૂં છે. ૮૪

સ્ત્રી— દોહરા.

કામનિ કરે વિચાર મન, કયમ કરવૂં આ કામ;
આ છોડે નવ હાથ મુજ, કયમ કરિ રહેશે મામ. ૮૫
જૂમ કરૂં બળથી કદી, તો પણ વિપરિત થાય;
બ્રાહ્મણ મૂકે નવ મને, કેમ દ્વાર ખોલાય. ૮૬
સમજાવ્યો સમજે નહિ, ભય ન ગણે મન લેશ;
કામ થકી એ આંધળો, કયમ કરૂં હવે મહેશ. ૮૭
જાણી એને ભ્રાત સમ, બ્રાહ્મણ ભજ્યો પવિત્ર;
શંકા પ્રથમ કશિ ન ગણી, તાત તણો ગણિ મિત્ર. ૮૮
એકાંતે ને રાત્રિએ, એક સ્થળમાં મૂળ;
શયન કરયું મેં ભોળિયે, કરિ મરણાંતિક ભૂલ. ૮૯
આ સમયે જો રાખશો, લાજ મારિ અવિનાશ;
ફરિ ન કરૂં મરતા લગી, પરનરનો વિશ્વાસ. ૯૦
યુક્તિ રચૂં કશિ અવનવી, પાઇ પ્રીતનું નીર;
એમ વિચારીને વદી, વનિતા ફરિ ધરિ ધીર. ૯૧
પાકો તૂ પંડિત થયો, પણ તુજ ડા'પણ ફોક;
કેવળ પળ સુખ પામવા, જન્મ લગી લે શોક. ૯૨
દૂર રહે મહારાજ! સુણ, આજ લગીમાં નાર—
પરની ભોગવી કેટલી, તેનો વદની પાર. ૯૩

પુરાણી—સત્ય પ્રતિજ્ઞા કરિ કહું, તુજ આગળ નિઃશંક;
આજ લગી પરપત્નિનું, મુજમાં નથી કલંક. ૯૪

પણ આજે એકાંતમાં, તુજ સુંદરતા જોઇ;
કામે અતિ વિહવળ બની, સદ્‌બુદ્ધિ બધિ ખોઇ. ૯૫
ખોટૂં પરપત્ની ગમન, પાપ ગણેછે શાસ્ત્ર;
લોકોમાં નિંદિત ઘણું, પરમ લાજનું પાત્ર. ૯૬
એ જાણુંછૂં તોય પણ મન વશ મુજ નવ થાય;
તુજ માટે અરપીશ આ, શીશ કદી જો ચા'ય. ૯૭
માટે સુંદરિ કર દયા, સુખ દે તૂં પળવાર;
મુજ મન અતિ અકળાયછે, શું કહું વારંવાર. ૯૮

સ્ત્રી— સવૈયાત્રીસા. (રુચિરાછંદ.)

સુણ બ્રાહ્મણ શિદ એક પતિવ્રત પળમાં ત્યાગ કરે મુરખા,
ફરી નથી નિશ્ચય મુજ સંગમ, તને થવાનો ભૂલ ન ખા;
બળાતકાર કરિશ તો તુજને આપિશ જીભ કરડિ જિવને,
તુજ મનમાં મિથ્યા [1]સહુ છે પણ, લાગેછે બધું સત્ય મને.૯૯
તોપણ પંડિત સાંભળ ભાવથિ જો મુજ સંગમ મન ધરછે,
હું કહું તે કર, શોક ન દિલ ધર, જો કદિ કામ કળા પ્રીછે;
સ્વસ્થ થઈ, મન મગ્ન રહી, ગ્રહિ પુષ્પમાળ કંઠે ધરિને,
(ધરિ) અત્તર અંગ સુગંધિ સુચંદન, વંદન શ્રી હરિને કરિને—૧૦૦
ભોગવ [2]પદ્મિનિ, ભાગ્ય તાહરૂં, ભાવિ હશે તેવૂં બનશે,
બુદ્ધિ બગડિ તુજ રૂપ જોઈ મુજ, તો હરિ મરજી એમ હશે,
હાથ છોડ જરિ, સ્વસ્થ થઉં, કરૂં વેશ બેશ [3]રતિ લાયક હું,
સંગ દઈ મુજ શાંત કરૂં કા–માગ્નિ છાંટિજળ, બહુ શું કહું. ૧૦૧

---

૧ શાસ્ત્રનાં વચનો. ૨ ઉત્તમ સ્ત્રી. ૩ સંભોગ.

(પણ) એક વાત જો કબુલ હોય તો કાર્ય તમારૂં સૂધરશે,
નિયમ માહરે સંગમ પહેલાં, ગ્રંથ પઠનનો કેમ થશે !
(હું) વાંચિ લેઉં પણ વાર થશે, તમથી ઝટ તે વંચાઇ જશે,
તે સુણતાં ચિત રાજી થશે મુજ, આપણી પ્રીત ઘણી વધશે. ૧૦૨
પુ૦-વારુ કામિની! કાર્ય તમારૂં સુખે કહો તે પ્રથમ કરૂં,
ગ્રંથ વાંચવો શો ગણતીમાં, તમ માટે ક્ષણમાં હું મરૂં;
લાવ ગ્રંથ સુણ એક ચિત્તથી તુજ માટે સઘળો ઉચરૂં,
જો ઠગાઇ પછિથી જણાઇ તો નિશ્ચય સુણ નવ દેહ ધરૂં. ૧૦૩

ભુજંગી

સુણી એમ નારી પથારી તજીને,
ઉઠી દૂર જૈ ઝટ દીવો ધરીને,
હસીને મહારાજનો હાથ ઝાલ્યો,
રુડો ગ્રંથ શિક્ષા તણો હાથ આલ્યો. ૧૦૪
મહારાજ બેઠા દિવા પાસ જૈને,
ઠરી સુંદરી સાવધાની ધરીને;
પુરાણી વખાણી વખાણો ભણેછે,
સતી શાણિ થૈ પાસ બેશી સુણેછે. ૧૦૫

**વ્યભિચારનિષેધ—સ્વાગતાવૃત્ત.**

પાપ રૂપિ ફળને ફળવાને, દુઃખ રૂપિ ધન વાવરવાને,
નર્ક રૂપિ ઘરમાં વસવાને, [1]અન્યદાર મુરખા ચિત આંને. ૧૦૬
જોર જાય, જર જાય, લજાય, હાનિથાય, દુખ થાય વૃથાય;

---

૧ બીજા પુરૂષની સ્ત્રી.

શું કમાય? દુઃખમાંય સમાય, શી સહાય, નર હાય! ગ્રહાય? ૧૦૭
શોકનું [1]સદન છે પરનારી, લાજ, લાભ, ગુણને હરનારી;
પાપ ભાર નરને ભરનારી, સાંભળી સમજજો નરનારી. ૧૦૮
નારીના શરિરમાં શુભ શાનું? જે બન્યૂં રુધિર માંસ [2]રસાનું;
મૂત્ર, લાળ, મળ, લીંટ, વિનાનું, કોઇનું શરિર હું નવ માનું. ૧૦૯
પ્રીતથી પરત્રિયા સહ જાશે, રીત છોડિ રમવા ચિત આ'શે;
એ મિનીટ કદિ જો સુખ થાશે, એ [3]ભવે ભવધરી પસતાશે. ૧૧૦
નર્ક કુંડ મહિ ઊતરવાને, પાપ વૈતરણિમાં તરવાને;
જો જડે ન પગથાર ન હોડી, પેખ અન્ય પ્રમદા સહ પોઢી. ૧૧૧
સાત પેઢિ નરકે પડવાની, લાગુ લેશ નથિ ત્યાં જડવાની;
એ કુટેવ નરને નડવાની, રૈરવે પણ જઇ રડવાની. ૧૧૨
મૂર્ખ કૈંક મનમાન્યું બકેછે, સ્વર્ગ નર્ક સહુ કલ્પિત કે'છે;
જારિ જે જુવતિ સાથ રમેછે, આખરે ખર સમા રખડેછે. ૧૧૩
બોલ કો'નિ [4]પર-યોષિત સાચી,—આબરૂ જગતમાં રહિ બાકી;
કોણ દુઃખ-દવમાં નથિ દાઝયો, કામિની કઉચને જઇબાઝયો. ૧૧૪
કામિની, કનક, [5]કૂ, દુખમૂળ, સ્પર્શતાં ઉપજશે ઝટ શૂળ;
અંત તેનું પરિણામજ ધૂળ, મૂર્ખને સઘળું ક્લેશનું મૂળ. ૧૧૫
માંસ ને રગતણા સ્તનગોટા, મૂખમાંથિ નિકળે પરપોટા;
યોનિ-ગંધ થકિ સજ્જન ભાગે, કામિને સઘળું એ પ્રિય લાગે. ૧૧૬
શો કર્યો ધરમ તેં ધરણીમાં? ચિત્ત રાખ્યું નહિ તે પરણીમાં;

---

૧ ઘર. ૨ શરીરમાંનો એક પદાર્થ. ૩ ભવ—જન્મ (આ લોકનો અને પરલોકનો). ૪ પારકી સ્ત્રી. ૫ પૃથ્વી.

દુષ્ટ બુદ્ધિ કરિ [1]સૂવરણીમાં, કામિ તૂજ કહુ શું કરણીમાં. ૧૧૭
દુઃખ-બીજ [2]રતિને સુખ માની, જાર-જોગ કરશે નર [3]માની;
નામ ભૂંડું નિકાળ્યૂં નર-લોકે, પામશે દુખ બહૂ પર-લોકે. ૧૧૮
[4]દૃક્કટાક્ષ, [5]મૃદુવાણિ વિલાસ, કૈંક છે શરમ ને સ્મિત હાસ;
એ સ્વભાવિક બધું અબળાને. મૂઢ કામિ નિજ ઉપર માને. ૧૧૯
ધીર વીર ન ચળે અબળાથી. કામિ કાયર સમો મનમાંથી;
કોણ કામિ સરખો નર મૂઢ, નો'ય એહ નર, વાનર બૂઢ. ૧૨૦
ધિક્ સ્વરૂપ, ધિક બુદ્ધિ તમારી, જે થયા મનુષ્ય, રાખિ ગમારી;
ચાહિ ચિત્ત ચળ થૈ પરનારી, નામ લીધું જગમાં વ્યભિચારી. ૧૨૧

**મનહર છંદ.**

તા'રી છે પોતાની તેની યારી ન તે ધારી ચિત્ત,
યારી તેં વિચારી પરબારી કેરી નારીની,
પ્યારી તેં પોતાની શણગારી ન, અકારી કીધી,
પ્રીત ધરી પર કેરી નારીની ઠગારીની;
વારી તેં ન [6]વારિદનું સુખકારી પીધું ભાઈ,
ખોળી ખરી ખાડી તેં સમુદ્ર કેરી ખારીની,
મા'રી તેં ન માની શીખ સારી ગુણકારી ભારી,
હારી ગયો તોય માની શીખ તેં જુગારીની. ૧૨૨
પોતાનીને માની નહીં, અન્યની અધિક માની,
કહે મને કેટલીક કમાણી કમાયો તું ?

---

૧ સારા રંગ વાળી સ્ત્રી. ૨ સંભોગ. ૩ દંભી. ૪ આંખના અણસારા. ૫ કોમળવાણી. ૬ વરસાદ.

રંગથી રમાત રીતભાતથી સ્વકીયા સાથ
કંઈ પર કીયાથી અધિક શું કમાયો તું ?
પ્રીતને પમાત, પ્યારી હાથથી જમાત નિજ,
જઈ પર પાસ કે' શું અધિક પમાયો તું.
ડાહ્યામાં ગણાત, વખણાત પંચ લોકમાં તે,
ભામિની-ભૃકુટી-ભૂરકીથી ભરમાયો તું. ૧૨૩
પાઈ પાઈ કરિને કમાઈ લાવિ પ્યારી કાજ,
ઘરેણું ઘડાવી અને દેહ શણગારે છે.
ધાઈ ધાઈ દૂર દેશ આઇને ખોરાક ધૂળ—
ધાણી જેવો, પાણી પીને પ્યારીને ઉગારે છે;
નાહી નાહી ગંગના તરંગમાં ઉમંગ થકી,
અંગનાનું હીત થવા ચિત્તથી ઉચ્ચારે છે.
સાહી સાહી રાખી તોય [1]તેનાથી ન તે રખાઈ,
ભાઈ! કેમ તા'રી તેને ભૂલથી તું ધારે છે. ૧૨૪
'નર છે ભ્રમર' એ ગમાર કેરી વાણી, ચાર—
શા'ણી મીજલસમાં વખાણી ના ઉચ્ચારતો,
'રસ છે રસીક કાજ' વાત એ છે ઠીક પણ,
બીક ધરી ઝેરી રસ પીવાનું ન ધારતો;
સંગ કરી કામનીનું માન મોડવાને મન—
ધારી અને પેઢીના ધરમને ન હારતો,
પોકારિશ પર તણી પ્રેમદાને [2]વિજનમાં

---

૧ તેના સ્વામીથી. ૨ એકાંત.

જન! જમ-પુરમાં તું રહીશ પોકાર તો. ૧૨૫
ધાર ધાર ધીરજ તું કામ-[1]કરી જીતવાને,
કે'ડ કશી [2]કોવિદા તું જ્ઞાનની સુધાર ધાર;
માર માર મનના વિકારને તું ઝટ માર,
નહિ તો પેશીને પંડ કરશે બિમાર [3]માર;
તાર તાર આપને તું ભજી કીરતાર બાઈ,
કામિનીના સાથમાં શા કામનો સતાર-તાર;
સાર સાર એકઠો તું કરવા કરે વિચાર.
(તો) પરતણી નાર કેરા રસનો વિસાર સાર. ૧૨૬
દુખના અખાતમાંહી ડુબેલા દેખાડું લાખ,
સુખની સુધાનું સુખ ચાખનારા પરની;
હજી છે હયાતોમાં જણાતી છે તેઓની વાત,
ગયેલાની ગણતી ગણાવું કૈંક નરની;
રાવણ રોળાણો, શાણો શુંભ તો ચોળાણો, જાણો-
નહુષ પીડાણો કાય ધરી અજગરની;
અંગાર ધવાણો, કર્ણ વાગેલો ભગાણો, એવો-
અનર્થ જણાણો, એહ્ય નારે પર-ઘરની. ૧૨૭
જ્ઞાનનો [4]અરક જો ઉદય થાય અંતરમાં,
શી જરૂર કહો પછી આકાશી અરકની;
મળે જો કમોદ [5]પમોદ-દાયક દસ કોસીની,

---

૧ હાથી. ૨ ચતુર-શાણો. ૩ કામદેવ. ૪ અર્ક- સૂર્ય.
૫ હર્ષ આપનારી.

શું કરશો લાવિને ઈલાયચી [1]કરકની;
હોય જો સુવરણનાં આભરણ અનુપમ,
શીદ કરો તજવીજ રૂપાના વરકની;
પરનારી રૂપ છે જો નરકનો કુંડ પાસ,
ખોળીશ ન વાટ જમપુરના નરકની. ૧૨૮
કુચ છે કઠણ પા'ડ-શિખર, બખોલ દેખ
મુખ તણી ગુફા, માંહિ દાંત કરવતિયા;
રોમ છે કાંટાળી ઝાડી, ગુહ્ય છે ગંધાતી ખાડી,
છે વિલાસ વાઘ નર-માંસના આરતિયા;
નખ છે સ્ફટિક કેરા કાંકરા વેરાયા જેમ,
રમણીક અંગ-ભાગ કામના મળતિયા;
કામ ચોર નારી-દેહ વનમાં ભરાઈ રહ્યો,
વાર્યા છતાં ધાઇ ધાઈ મરે આપ મતિયા. ૧૨૯
આપદા તજાઈ ના તજાઈ તો શું જાય, પર—
કામિની તજાઈ તો તજાઈ પાપ પોટલો;
રસોઈ ચખાઈ ન ચખાઈ તો શી આપદા છે,
નીતિને ચખાઈ તો ચખાઈ રૂડી રોટલી;
[2]ગ્રહણી મૂકાઈ ન મૂકાઈ તો નથી'શ, [3]પર—
ગ્રહણી મૂકાઈ તો મૂકાઈ તા'રી ચોટલી.
[4]ધાર જો રખાઈ ન રખાઈ તો શી ખોટ ગઈ,

---

૧ કરક નામે ગામમાં પાકે છે તે. ૨ સંગ્રહણી નામે રોગ. ૩ પારકી ગ્રહણી (સ્ત્રી). ૪ ઓટલીની કોરણ.

લાજ જો રખાઈ તો રખાઈ આખી એટલી. ૧૩૦
મોટેરો કે'વાયો, અને પંચમાં મનાયો, પર—
દેશમાં જણાયો, દ્રવ્ય લાખ તું કમાયો છે,
રાજમાં રખાયો, ભારે ગ્રંથમાં લખાયો, કવિ—
કાવ્યથી કથાયો, છાપનારથી છપાયો છે;
શૂર તું જણાયો, હાથી હોદ્દે તું અણાયો, વાહ—
વાહ વખણાયો, ઘેર ઘેર તું ગવાયો છે;
(પણ જો) યત્નને હરાવ્યો, તાક્યો માલ તેં પરાયો, પર-
નારથી ઘેરાયો, તો તું આખર વગોવાયો છે— ૧૩૧
જોગના ધરીશ ભારે ભોગ ના તજીશ, ચાહ્ય—
અમૃત ન પીશ, શીશ નામીશ ન ઈશને;
દાન ના દઈશ, સનમાન ન લઈશ, ભગ—
વાન ના ભજીશ, કે ન માનીશ મહીશને;
[1]યાગ ના કરીશ, કશો ત્યાગ ના ધરીશ, દેવ—
તીર્થે ના ફરીશ, ન સુણીશ વા કવીશને,
(પણ) નીતિને લઈશ, પર કામિની કરીશ દૂર,
પાપથી ડરીશ, તો મળીશ જગદીશને. ૧૩૨
સ્વાદ શીદ શોધે છે તું, અંધ અધરોષ્ઠ માંહી,
સ્વાદની સામગ્રી તો સજી છે શુક સંગમાં;
રસ માટે રખડે છે રાંડોમાં શું દીન રાત,
રસનો પ્રસાદ તો છે કાવ્ય કેરા અંગમાં;

---

૧ યજ્ઞ.

રંગને હીંડેછે જોતો રામાઓનાં ટોળાંમાં તું,
રંગ તો અભંગ છે વિવેકીના પ્રસંગમાં;
શાંતિ તું તપાસે કેવી કાંતિવાળી નારી કને,
શાંતિ તો જા શોધ કોઈ યોગીના ઉમંગમાં. ૧૩૩
રોગ તણું દુઃખ થાય, તોય કષ્ટ સાંડે કાય,
પાઈ પણ ન પમાય, [1]રાહુની દશાય સા'ય;
દશ દીશ દોડી જાય, ધામ ધામ પ્રતિધાય,
અરણમાં અથડાય, ચોરથી કપાય પાય;
સદાવ્રત માગી ખાય, સાધુડાંની સાથ જાય,
પણ શાંતિ ન પમાય, ધર્મની ધજાય જાય;
આખર અરામ થાય, પરનારી સાથ માંય,
અધવચ્ચ મરી જાય, કાગને મુકાય કાય. ૧૩૪
ગાઈને ગોવિંદ નામ, ભાઇ શું કમાઇ કીધી,
ભોજાઇની લાજ લીધી. લેશ ના ગણી સગાઇ;
જાઈ જૂઈ ફૂલ સાહી, અંતરમાં આપ નાહી,
વાહી વગોવાઈ, ઓઢી પોઢ તું ભલે રજાઈ;
રાઇપૂર ન તજાઈ, ભૂંડાઈ જુડાઈ નર!
જાણી જોઇ ધુમરાઈ માંહી તું રહ્યો ભરાઇ;
પાઈ ન અપાઈ ભાઈ, આઇને ખૂશી શું થા'છ,
કાળ-ચક્રમાં લવાઈ, જૈશ સે'જમાં કપાઈ. ૧૩૫

દોહરા.

જો નિર્મુળ વ્યભિચાર આ, જગત થકી ઝટ થાય;

---

1 બંધીખાને પડે.

તો તુરંગ જમપુરની, ઉજ્જડ સમ દેખાય. ૧૩૬
પાપ રૂપ જારી કદી, પ્રાચિનથી નવ હોત;
પ્રજા વરણ સંકર પછી, કેમ આપણે જોત! ૧૩૭
(જો) નર નિજ પત્નીને ભજે, પરપત્ની ન ચહાય;
તો મહેનત જડજો તણી, અરધી ઓછી થાય. ૧૩૮
સોગન ખઈ સાક્ષી સમિપ, નર નારી બંધાય;
પછી પ્રતિજ્ઞા તોડતાં, કૃતઘ્નતા કહેવાય. ૧૩૯
ઇત્યાદિક અગણિત દિસે, જારપણાના દોષ;
સમજી નર નારી રહે, સદા ધરી *પરિતોષ. ૧૪૦

## ભુજંગી વૃત્ત.

કરી પાઠ પૂરો પુરાણી વિચારે, નિચું જોઈ વાણી કશી ના ઉચારે:
ગયા સર્વ નાશી વિકારો નઠારા,થયા સ્થાન તે જ્ઞાનના સર્વ સારા. ૧૪૧
વિચારો થયા માંસને લોહી કેરા, અતી ગંદકીના વળી ત્યાં અનેરા;
દિઠો દેહ †બીભત્સ પ્રત્યક્ષ પૂરો,થયો કામનો ચિત્તમાંહીથી ચૂરો. ૧૪૨
કરીને વિનંતી કહે સુંદરીને, ન કે'તી કશૂં આ વિષે કો સખીને;
કહી દેશ ના મૂર્ખતા મા'રિ કોને,થશે જાણતો હૂં મરી જેશ જોને. ૧૪૩
પુરો આજ પસ્તાઉછૂં પાપથી હું, પ્રભૂનો થયો ચોર તેથી હું બીહું;
કહે સુંદરી કલેશ મા'રાજ છાંડો, બને કામથી યોગિ જો તોય ગાંડો.૧૪૪
નહીં વાત મર્ણાગતે અન્ય પાસે-કહું હું તમારી સુખેરો' અવાસે;
નહીં આવવું માહરૂં હાલ છાજે,પતી ઘેર મા'રો નથી તેજ કાજે. ૧૪૫
પિતાને જઇને તમે એજ કે'જો, અને આ પુરાણીક નિશ્ચિંત રે'જો;

---

* સંતોષ. † ગંદો.

નથી દોષ હૂં એ તમારો ક્હેતી, કરે જગતમાં કામસૌનીફજેતી.૧૪૬

**હરિગીત.**

સુણિ વાણિ તરત પુરાણિ શા'ણી પાસથી ઊઠી ગયા,
નિજ શયન—આસન પરઠરી, કરિ મુખ નિચું ને સ્થિરથયા;
અતિ પામિયો પસ્તાવ, ઘાવ ઉંડો પડ્યો અંતર વિષે,
નિદ્રા ન આવી, ફાવિ નહિ મન સેજ, જગ જંગલ દિસે. ૧૪૭
ઉઠિ ગુણવતી ગઇ ઓરડે કરિ બાર બંધ સુઈ ગઈ,
નિજ ધર્મ રાખ્યો ઇશ્વરે, વિષ્ણુનિ ઓશિંકળ થઈ;
નિદ્રાય તેની નાસિ ગઇ, રાત્રીય પણ થોડી રહી,
ઊઠી પછી ગૃહમાર્જનાદી કામમાં મશગુલ થઈ. ૧૪૮
હરિરામ ઊઠિ સવારમાં, ધરિ ઝોળિ તત્પર થઈ રહ્યા,
કામની દેખી [1] કામમાં, લેવા રજા પાસે ગયા;
બાઇ જાઉછું કરજે ક્ષમા, તુજ હાથ મા'રૂં સર્વ છે,
ના કાંઇ કે'તી કોઇને, સદ્‌ગુણની શો ગર્વ છે? ૧૪૯
જો હોય કહેવું કોઇને તો આ સમે તે કહે મને,
જેથી ઘટારત આચરૂં, પામૂં નહીં [2] અક્ષેમને;
કહે સુંદરી મહારાજ! શંકા નવ ધરો મનમાં કશી,
સહુ ઠીક થાશે જાઓ, પંથે થાઓ નિજ મનમાં હસી. ૧૫૦

**દોહરા.**

પડ્યા પુરાણી મારગે, સુણજો ઈશ્વરભાઇ!
કામતણા બળની કથા, આ કહિ મેં સુખદાઇ. ૧૫૧
દિન બીજે સુંદરિ તણો, સ્વામી આવ્યો ઘેર;

---

૧ ધંધામાં. ૨ અમંગળ જવા વગેરેની માઠી દશાને.

ત્યારે પુઠે જે નીપજ્યું, કહિશું તેની પેર. ૧૫૨

ગ્રંથ વધે વિસ્તારતાં, સંક્ષેપે ન કથાય;
તે માટે અહિંયાં કર્યો, આ પૂરો અધ્યાય. ૧૫૩

સમરો શ્રી હરિ નામને, લાલાજી મન નેક;
કોટી કષ્ટ વિદારવા, ઇશ્વર સમરથ એક. ૧૫૪

## अध्याय ३ जो.

### કુંડળિયા.

મુણિને કથા રૂપાળિ આ, લાલભાઇ ધરિ પ્રીત;
ધન્ય! ધન્ય! કવિ ધન્યછે, ઉચર્યા એવી રીત;
ઉચર્યા એવી રીત, ચિત્ત ધરિ કવિ કથનીમાં;
મગન થઈ ભલિ રીત કથા કળિ-મળ-મથનીમાં;
શબ્દ શબ્દના અર્થ, સમર્થપણેથિ ગણિને;
એંચિ તારતમ તત્વ, કવીની કથા સુણીને. ૧

બોધ કર્યો છે એશ આ, જારી યારિ નિષેધ;
એકાંતે કાંતા તણી, સંગતનો પ્રતિષેધ;
સંગતનો પ્રતિષેધ, કર્યો હરકોઇ મનુજને;
અવગુણી કે ગુણવાન, તજો એકાંતિક *ગુજને;
'શુ કરશે પર પત્નિ, વિરાગ દિલ પસર્યો છે';
એમ ન કરવો ગર્વ, એશ એ બોધ કર્યો છે. ૨

પૂછે કવિને લાલભાઈ, ગયા પુરાણી ઘેર—

---

*છાની વાત.

ગુણવતિપતિ ગૃહ આવિયો, પછિ શી નિપની પેર?
પછિ શી નિપની પેર, વાત એ રહી દબાઈ;
ઝાહિર ક્યમ નવ કર્યું, પતીને સતિયે કાંઈ;
ઝાહેર કરતાં વણિક, ચિત્તમાં કેમ થયું છે;
એ વિસ્તારો કહો પ્રશ્ન, લાલાજી પૂછે. ૩
ગ્રંથ વધે તો છો વધે, એથ પામિશું બોધ;
કવિતારસ પાતાં હવે, નવ કરશો †પ્રતિરોધ;
નવ કરશો પ્રતિરોધ, શોધ કરિ કહેજો સરવે;
સકળ સભા છે શાંત, નથી કોઇ ભરિયું ગરવે;
કરો કથામૃત ઝરો, ખરો સુંદર અહીં વહેતો;
ફિકર ન કરશો કાંઇ, કવિશ્વર! ગ્રંથ વધે તો. ૪
આ શુણિને મન મોદ ધરી, વદ્યા કવી ધરિ વા'લ;
ગુણવતિને પતી આવતાં, પૂરણ પ્રગટ્યું સાલ;
પૂરણ પ્રગટ્યું સાલ, વણિક ઘર આવ્યો જ્યારે;
પેસંતાં ઘર મધ્ય, આવિ પડોશણ ત્યારે;
ખંધીને વળી ખૂંધિ, ડોશી કે' શીર ધુણીને;
આવ આમ વનમાળિ, ઘેર જા વાત સુણીને. ૫
બુઢ્ઢી બાસઠ વરસની, શનિના જેવી દૃષ્ટ;
પંથે જાતાં જો મળે, તો ફૂટે અદૃષ્ટ;
તો ફૂટે અદૃષ્ટ, કથા સુણતાં શું કે'વું;
વનમાળી જઇ પાસ, કહે શું છે મજ જેવું;

†અટકાવ.

દિકરા છે એક વાત, ઘરની તારાની *ગૂઢી;
કે'તાં ખોટું થાય, કેમ કહું? કહેછે બૂઢી. ૬
સાંભળિને વનમાળિને, સંદે' અદકો થાય;
કોં'ની માજી કેમ છે, એ કયમ ના કહેવાય?
એ કયમના કહેવાય, કેમ સંદેહ નિવરતે;
તમે અમારાં વૃદ્ધ, સોંપિ ઘર તમને સરતે;
હું જઉછું પરગામ, તમોને નિત્ય મળીને;
માટે કહો એ વાત, શાંત થઉં હું સાંભળિને. ૭
ડોશી બોલી દીકરા, પૂછ પેર જઇ પેર;
કાલે સાંજે આવિયો, બ્રાહ્મણ એક તુજ પેર;
બ્રાહ્મણ એક તુજ પેર, કોણ તે હું નવ જાણું;
પણ રાતે ધિંગાણું થયું, તે સહુ સંભળાણું;
ઊંઘ્યાં નથિ બધિ રાત, સર્વ જાણે પાડોશી,
કહિ એમ કાને હાથ, દેઇ ઘરમાં ગઇ ડોશી;
વનમાળો આ સાંભળી, તર્ત થયો દિગમૂઢ;
શૂં આ ડોશી કે' અમે, વાત કંઇક છે ગૂઢ;
વાત કંઇક છે ગૂઢ, વારું જઇ પેર તપાસું;
બ્રાહ્મણ સાથે રાત કાઢી, એતો છે બાસું!
પણ પૂછતાં પેચ, કરી ફેરવશે બાળી;
વિચારતો ઘરમાંહી, એમ પેઠો વનમાળી. ૯
સ્વામિ આવતો જોઇને, સુંદરિ ભરિ જળપાત્ર;
પાસે મૂકી પ્રીતથી, ગંભિરતા ધરિ ગાત્ર;

* છાની.

ગંભિરતા ધરિ ગાત્ર, સ્વામિને શાંત કરીને;
કેમ રહ્યા'તા રાત, સ્વામિ! કહો હેત ધરીને;
તમ વણ અદકો ખેદ, એક દીનમાં પણ પામી;
ચૂક્યા ક્યમ વાયદો, કેમ રોકાયા સ્વામી? ૦
લેણું પત્યું કે ના પત્યું, [1]બાજી એ શું કીધ?
તમે ગયા પછિ [2]ભાવલે, વીસ રૂપિયા દીધ;
વીસ રૂપિઆ દીધ, લીધ મેં તે પરખીને;
નુંધ તણે ચોપડે જમાં મેં કર્યા લખીને;
આવ્યો તો હરિલાલ દલાલ શું તેનું દેણું;
સમજણ કશિ નવ પડી, કાઢ્યું કંઇ તેણે લેણું. ૧૧
સ્વામી કહે એ ઠીક છે, પછિ કહેજે એ વાત;
બીજનું કોઇ આવ્યું હતું? તે તું કર વિખ્યાત;
તે તું કર વિખ્યાત, સુણી અબળા ઉચ્ચારે;
અવ્યા'તા હરિરામ, તેડવા મર્મારે મા'રે;
હું કહુંછું તે સર્વ કેમ અધિરાઈ જામી;
સ્નાન કરો ને જમો, પછી સહુ કહુંછું સ્વામી. ૧૨
શેઠ કહેછે સુંદરી, ખરો કહે ઝટ ભેદ;
બીજી ત્રીજી વાતની, મિથ્યા લવ લવ મેલ;
મિથ્યા લવ લવ મેલ, બેલશો બનિયો રાતે;
રહ્યો ન કેમ પુરાણિ, ગયો ઊઠી પરભાતે;
અંતરમાં તુજ શા, વિચારનું [3]વારિ વહેછે;

[1] એ નામનો સખ્સ. [2] એ નામનો સખ્સ. [3] પાણી.

ઝટપટ સુંદરી બોલ, વાત બધિ શેઠ કહેછે. ૧૩
કામા કે'હે કુંથજી! સંશય ન ધરો રેશ;
તમ વણ અન્ય ભજું નહીં, જો કદિ હોય નરેશ;
જો કદિ હોય નરેશ, રેશ નવ ભાળું તેને;
બ્રાહ્મણની સુણિવાત થયો, તમ સંશય શેને;
શાહ કહે, કહે વાત સઘળિ વિસ્તારી શામા;
એકાંતે કયમ રહે, કહે કામીને કામા. ૧૪
ચોરે જો કશિ વાતને, કહેતાં મારી પાસ;
તો શિવના સોગન તને, જમપુર કેરો ત્રાસ;
જમપુર કેરો ત્રાશ, એમ મન જાણી શાણી;
વદો વિગતથી વાત, થાય નહિ જેથી હાણી;
વચન વદીશ અસત્ય, જશે હુરમત ઝટ જોરે!
કરિશ ફજેતી બાળ, ઉભી કરિ લઈ જઇ ચોરે. ૧૫
આ સાંભળતાં નારિનું, થરથર ધ્રૂજ્યું તંન;
વણ અપરાધે જાઉધું મારી હરજીવન;
મારી હરજીવન, કલંક કશું નથિ ચોટ્યું;
ક્યમ આ રાખે વે'મ, કેમ કહું એને ખોટું;
કહી પછી બધિ વાત, બની'તી જેજે રાતે;
થી રીતે જાળવ્યું પતિવ્રત, વિધવિધ વાતે. ૧૬
શેઠ કેહે રે! સુંદરી, એ તેં રચ્યો પ્રપંચ;
ભોળાને ભરમાવવા, શોધ્યો સાચો સંચ;
શોધ્યો સાચો સંચ, કામિની સઘળું કાચું;
તુજવાણી તારથી કેમ કરિ નચવ્યો નાચું?

ઘૃત અગ્નીનો યોગ, ગળ્યાવણ કેમ રહેરે;
સાચું વદ આ વાર જવા દઉ શેઠ કહે રે. ૧૭
જ્યાં સૂધી નરનારનો નથિ એકાંત પ્રસંગ;
ત્યાં સૂધી નરનારિનું જાણું વૃત્ત અભંગ;
જાણું વૃત્ત અભંગ, સંગ એકાંતે થાતાં,—
મન બગડે બે તણું, બને બંનો મદમાતાં;
અનુભવિના એ બોલ, તોલ નર ન કરે [1]બૂધી;
ભરમાએ નારિનું કહ્યું, માને જ્યાં સૂધી. ૧૮
વામા કહે હે વણિક સુત! વદો વિચારી વાણ;
મિથ્યા આળ ચઢાવતાં, નહિ નિકળે કશિ લાણ;
નહિ નિકળે કશિ લાણ, વા'ણ ભર દરિયે બોળો;
એવા છો નર ચતુર, ન્યાય કદિ આવો તોળો;
નથિ સરખા નર સર્વ, નથી સરખી સહુ શામા;
આપ સમું નથી જગત, વચન એવું વદિ વામા. ૧૯
ભલિ ભાતે સમજાવિયો, બહૂ પ્રતિજ્ઞા કીધ;
પણ સંશય ન ટળ્યો, વણિક નવ રીઝયો કશિ વીધ;
નવ રીઝયો કશિ વીધ, ઝેર મન ભારે વશિયું;
અંતર ઇર્ષા રૂપ, કાળિનાગણિયે ડશિયું;
વણિકે કર્યો વિચાર, [2]વાર બહુ બોલ્યો રાતે;
કામિની આ થળ આવ, કહ્યું સુણ મુજ ભલિ ભાતે. ૨૦
તૂં નથિ મુખથી માનતી, મુજ સંશય નવ જાય;

---

૧ મૂર્ખ. ૨ રાત્રે ઘણી વારે બોલ્યો.

દિવ્યપણાનો દાખલો, કળિયુગમાં ન કથાય;
કળિયુગમાં ન કથાય, કથન કામિનિનું સાચું;
[1]પાણી મુઈ તુજ માંય, એમ જાણી ક્યમ રાચું;
માટે તારુણી જાઓ, પિયર ને કરો પનોતું;
મુજ તુજ રે'શે તોલ, વદે નહીં સાચું જોતું. ૨૧
ઘરથી બા'ર ન નીકળું, શું કહું સ્વામી નાથ;
ચાહે તો કટકા કરો, હેતે બાંધી હાથ;
હેતે બાંધી હાથ, ગમે તો શૂળી દેજો;
પિયર જવાની વાત, આવિ રીતે નવ કે'જો;
વગોવાવું બાહિર ઘેરથી જઈ, નિજ પરથી;
ઘરમાં મરવું ભલું, નહીં જઉં સ્વામી ઘરથી. ૨૨
ઇષ્ટ તમે ગુરુ છો તમે, સ્વામિં ! તમે પરમેશ;
તમથી છાનું કથન હું, કદી ન રાખું લેશ;
કદી ન રાખું લેશ, શીદ કહો જૂઠું બોલું;
મરણ તણો ભય એક,[2]તરણાથી જો હું તોલું;
જો બાહાર કાઢશો મરિશ હું નિશ્ચય ઘરમે;
ગમે તેમ આચરો, માહરે છો ઇષ્ટ તમે. ૨૩
ક્રોધ કરીને વાણિયો, બળથી બોલ્યો બોલ;
ગમે તેમ કહે, મેં કર્યો, પણ તુજ પાકો તોલ;
પણ તુજ પાકો તોલ, તોલ ચાળો નથિ પૂરો;
પાકા ગુરુની પાસ ભણ્યોછું, નથી અધૂરો;
[3]વિચર ગમે ત્યાં નાર, ધાર મન શોધ કરીને;

---

૧ ગરબડ થઈ. ૨ મોતને એક તરણા સરખું ગણુંછું. ૩ જા.

હઠ વાળો વાણિયો, બોલિઓ ક્રોધ કરીને. ૨૪

## હરિગીત છંદ.

કાંતા વદી નહીં વેણ સાંભળિ કે'ણ એવું કંથનું,
પણ સ્વામિ તે દુખ દેણ વદિયો વેણ *પ્રાતર પંથનું;
કરિ કલેશ બળથી નેશ તે કાંતા કરી ઘર બારણે,
દઈ તાળુ, કરિ મુખ કાળુ, વિચર્યો ગામડે ધન કારણે. ૨૫
ગુણવંતી, તે દુખવંતી બા'ર રડંતી ત્યાં બેસી રહી,
નિજ કલેશ કારણ રાખી ધારણ, વાત ના કોને કહી;
પણ ચિત્ત ધરિને ક્રોધ ધાર્યું ‡રોધ કરવા આસનો,
મન રાખિયો, મુખ ભાખિયો, એક આશરો અવિનાશનો. ૨૬
એ ગામમાં મોસાળ ગુણવંતી સતી કેરૂં હતું,
પણ ત્યાં જવા વસમે સમે નવ સુંદરી મન માનતું;
એવે સમે એક ફકિર માગણ બોલતો સુણિ પ્રીતથી,
'જો હિમ્મતે મરદાં, ખુદા મદદે ચડે', એ રીતથી. ૨૭
આથી ધરીને ધીર ગુણવતિ બારણે બેસી રહી,
હરિલાલ મામો આવતો જોઈને અતી દિલગિર થઈ;
ક્યમ બેન! બેઠી બારણે તાળું દઈ ધરિ શોકને,
ક્યમ બોલતી નથિ ગુણવતી, હરિલાલ કે' મારી કને. ૨૮
કે' એક પડોશણ, શેઠજી! વઢવાડ કંઈ ઘરમાં થઈ,
તેથી ગયા વનમાળિ, કાઢી બારણે તાળું દઈ;
હરિલાલ કે', વઢવાડ ગુણવતિ આચરે એવી નથી,
ક્યમ જાણિયે શું છે, કશું મુખ પૂછતાં કે'તી નથી. ૨૯

---

* સવારમાં. ‡ મરવાનું.

પછિ હાથ ઝાલી આગ્રહે ગુણવંતીને તેડી ગયો,
મામે જઇને ઘેર સહુને તે સમાચારજ કહ્યો;
વનમાળિ સાંજે ઘેર આવ્યો દીઠિ સુંદરિ ત્યાં નહીં,
શુણિ વાત પાડોશી થકી પછિ વાણિ તેણે એમ કહી. ૩૦
'એ રાંડ બ્રાહ્મણ સાથ ધરિને, પ્રીતથી રાચી રહી,
તો એહને આ જનમમાં, ફરિ તેડવાનો નહિ સહિ;'
એ વાત દિન બે ચારમાં બાપે શુણી ગુણવંતીના,
તેડાવવા નિજ દીકરી, નર મોકલ્યો થઇ શાંતિના. ૩૧
હરિભટ તણી ચરચા થઇ, હલકો પડ્યો બે લોકમાં,
થયું બંધ નિજ યજમાન, ઘર જાવાનું પડિયો શોકમાં;
ચોપાસથી ફિટકાર વરસ્યો, જીવિકા તૂટી ગઇ,
નિકળ્યા હરીભટ ગામ તજી નિજ કામિની સાથે લઇ. ૩૨

**વસંતતિલકા વૃત્ત.**

લાલાજિ લક્ષ ધરિને સુણજો કથાને,
જો જો હરીભટ તણી પડતી [1]વ્યથાને;
[2]અન્ય સ્ત્રિ-ધર્ષણ થકી નિજ દેશ છોડી,
જાવૂં પડ્યૂં રખડવા, મળિ ત્યાં ન કોડી. ૩૩
રાખો નિધા લગિર ઇશ્વરભાઇ! આમાં,
શૂં શૂં વિતે ન નરને પડતી દશામાં;
લજ્જા ગઇ નિજ તણી દુખમાં દટાયો,
કાંતા સહીત પછિ મારગમાં લુટાયો. ૩૪

---

૧ પીડા–દુઃખ ૨. બીજાની સ્ત્રીની આબરૂ લેવાને તેના પર ધસવાથી.

વીત્યા કંઇક દિન વીચરતાં ભુમીમાં,
લાવ્યુ નસીબ પછિ વલ્લભિની પુરીમાં;
જ્યાં રાજ કાજ કરતો નૃપ શિલભાણ,
ચા'તો સદૈવ હિતને કરવા પ્રજાનું. ૩૫
સદ્ગૂણ શાળિ, નરવીર, સુધર્મ ધારી,
દાનેશ્વરી ગરિબ, સંકટ સાલ હારી;
કામી કંઇક નૃપ *યોષિત દેખિ મોહે,
એ દોષના વગર તો ગુણ સર્વ સોહે. ૩૬
મંત્રી મહા ગુણ નિધી જહિં મોતિચંદ,
પૂરો પ્રતાપિ, ધરમી, નહિ બુદ્ધિમંદ;
ધાર્યૂં કરે નવ ડરે નૃપથી કદાપિ,
લોપે ન આણ કદિ ભૂપ તણી તથાપિ. ૩૭
જ્યાંની પ્રજા સુખ સમારિ મજા કરેછે,
જ્યાં દુષ્ટ લોક નૃપ શાસનથી ડરે છે;
વેપારિ લક્ષપતિ લાખ જ્યહાં વસેછે,
વાગ્જાળમાં [1]જિનની જ્યાં [2]બુધ જ ફસેછે. ૩૮
વિસ્તાર કોસ દસ, કોટ તણો જ્યહાં છે,
બાહેર બાગ કંઇ દેવળ થૈ રહ્યાં છે;
કૈં બ્રહ્મચારી, [3]યતિ [4]હંસ ત્યહાં રહેછે,
શાંતીથિ કાળ જળ ઝાપટને સહેછે. ૩૯
આવ્યા હરીભટ ત્યહાં રખડી વિદેશે;

---

* સ્ત્રી ૧ જૈન. ૨ બૌદ્ધ માર્ગીઓ-વિદ્વાન. ૩ ત્યાગી.
૪ પરમહંસ.

એકાંતમાં ઉતરિયા પણ ભિક્ષુ વેશે;
નિત્યે કરે શિવનું પૂજન ત્યાં રહીને,
આવે યથેચ્છ કંઈ તો, ચલવે ખઈને. ૪૦
શૈવાલયે શિવ-કથા *શિવ માટ પોતે;
પારાયણે શિવ-પરાયણ થૈ મચ્યો તે;
એ વાત ગઈ પસરતી જ્યમ કાન કાને,
લાગ્યા જનો શિવ-કથા સુણવા જવાને. ૪૧
થાયે હજાર જનની પ્રબળી સભા ત્યાં,
લોકો ધરાય ન હરીભટ ગુણ ગાતાં;
વિદ્વાન વાણિ સુણતાં જન સર્વ રીઝી,
જોવા મળે ભટજિને તજિ વાત બીજી. ૪૨
થૈ દ્રવ્ય પ્રાપ્તિ અન વસ્ત્ર તણી ન ખામી,
મોટા વિષે દ્વિજનિ આબરુ ખાસિ જામી;
આખૂં શહેર જન વૃદ્ધ, જુઆન બાળ,
ગાયે ઘરોઘર પુરાણિ ગુણો વિશાળ. ૪૩
જાતે કથા જઈ સુણી પણ મોતિચંદે,
વિદ્વાન સાથ અગણીત કચેરિ વૃંદે;
જોતાં છટા ※રુચિર ભાષણની તમામ,
છે ધન્ય, એમ વદિયા જન બોલિ મામ. ૪૪
મોહીત મંત્રી દ્વિજ વાણી શુણી થઈને,
બોલ્યા કથા ત્રવિની પૂરી થવા દઈને;

---

* કલ્યાણ. ※ સુંદર.

મા'રાજ! ધામ મુજ પાવન નિત્ય કરવા,
પોતે પધારિ હરિના ગુણ ગાઓ ગરવા. ૪૫
એવી મને અદકિં અંતર આશ જામી,
આવો વસો નગરમાં ઘરમાં વિરામી;
આ વાત શાત કરતા ભટજી સ્વિકારી,
આવી રહ્યા પુર વિષે ઉર હેત ધારી. ૪૬
આપ્યૂં ત્યહાં સદન સુંદર મોતિચંદે,
જ્યાં જાય ત્યાં ભટજિના જન પાય વંદે;
રાજેશ્રી લાલભાઈ ભાવ ધરી વિચારો,
કો'ના મહાત્મ્ય થકિ એ સુખ સૌ ઉચારો. ૪૭
છોડ્યૂં વિશાળ ઘર સૂરત શે'ર કેરૂં,
શાથી મળ્યૂં ફરિ યિઆ અહિંઆં રુડેરૂં;
રસ્તે સમસ્ત ધન *મસ્ત લૂટી ગયા'તા,
કોની કૃપાથી બનિંયા ફરિને કમાતા. ૪૮
શૂં ના લુટાયું વગડે ધન માલ સાથે,
શાથી નમે ભટજિને સહુ ‡યુગ્મ હાથે?
લાલાજી એમ વદિયા પછિથી વિચારી,
વિદ્યા મહાત્મ્ય સઘળું કવિ લાભ કારી. ૪૯

દોહરો.

રેવાશંકર એક કવિ, તે થળ વદિયા શ્લોક;
શ્રી ભર્તૃહરિ શતકનો, સદ્ય શમાવણ શોક. ૫૦

---

*ઉન્મત્ત ચોર. ‡બન્ને.

## श्लोक.

"हर्त्तुर्याति न गोचरं किमपि शं पुष्णाति यत्सर्वदा,
ह्यर्थीभ्यः प्रतिपाद्यमान मनिशं प्राप्नोति वृद्धिं परां॥
कल्पांतेष्वपि न प्रयाति निधनं विद्याख्यमंतर्धनं, ।
येषां तान्प्रति मानमुझ्झत नृपाः कस्तैःसह स्पर्द्धते१"

દોહરો.

કારભારી શ્રી અમીનના, દલપતભાઇ પછિ વેણ;
ઉચર્યા કે કવિ શ્લોકનો, અર્થ કહો સુખ દેણ. ૫૧

કવિ કહેછે.—શાર્દૂલ વિક્રીડિત.

ખોળ્યું જે ન જડે કદાપિ ખળને, ખૂટે નહી ખર્ચતાં;
દેતાં દાન વધે, ન જે [1]નિધનતા પામે પ્રલે થઇ જતાં;
આપે કૈંક અવાચ્ય સૂખ મનના [2]અંભોજનો [3]ભાણછે;
જેને એ ધન સાંપડ્યૂં જગતમાં તેના સમો કોણ છે? ૫૨

દોહરો.

લાલાભાઇ પછિ બોલિયા, ઉત્તમ વિદ્યા વિત્ત;
હરિભટનું પછિ કેમ થયું, કહોતો ધરિયે ચિત્ત. ૫૩

કવિ.— ઉપજાતિ.

રહ્યા પુરાણી પુરવલ્લભીમાં, આવી રહી રાહુ દશાની સીમા;

---

૧ નાશ. ૨ કમળ. ૩ ભાનું-સૂર્ય.

કરે કથા શ્રીપતિની પુરાણી, મંત્રી તણા અંતરમાં ભરાણી. ૫૪
જતે દીને તે ઘરનો ગણાયો, તેનાથી ના અંતર કૈં અણાયો;
પ્રધાનની એકનિ એક બાળી, નાની પરંતુ બહુ બુદ્ધિશાળી. ૫૫
સુતા હતી તે ગુણવંતી નામે, દેખી અને માતપિતા વિરામે;
તેને ભણાવે ભટજી હમેશ, બાગા ભણી નૉની તથાપિ એશ. ૫૬
વિવાહ તેનો કરવા પિતાયે, પ્રેર્યા પુરાણી પરદેશ માંયે;
જજો અવંતી જહીં વીર વર્મા, સભા ભરી રાજ્ય કરે સુધર્મા. ૫૭
છે મંત્રી તેનો ગુણી દેવચંદ, વિવેક શાળી નૃપને પસંદ;
પવિત્ર તેનો ગુણચંદ્ર *સૂનુ, જેને સદા છે સ્મરણ પ્રભૂનું. ૫૮
જુવાન છે ખ્યાતિ બધે દિસેછે, વિદ્વાનની સાથ સદા વસેછે;
પ્રવીણ પૂરો સઘળી કળામાં, સીધે અમારૂં તહિં જૈં મળ્યામાં. ૫૯
કરી પરીક્ષા પરણૂં હું નારી, એવી પ્રતિજ્ઞા ગુણચંદ્ર ધારી;
માગાં ઘણાં તોય ન તે સ્વિકારે, છે એટલો સંશય મનમારે. ૬૦
કહે હરીરામ, કરૂં હું કામ, પ્રધાનજી! લો *ગણનાથ નામ;
ભણ્યો ભલે તો ખટ શાસ્ત્ર ખોળે, તોએ ન આવે ગુણવંતિતોલે. ૬૧
કરે પરિક્ષા મન જેવી રૂચે, વિવાહમાં વિઘ્ન બિજું કશું છે?
એવું કહીને લઈને વિદાય, પુરાણિબાવાજ અવંતી જાય. ૬૨
જઈ ત્યહાં ત્યાં ગુણચંદ્ર †રાજે, મેં એપ કીધી કહ્યું આપકાજે;
વખાણ કીધાં ગુણવંતી કેરાં, ‡સુધા તણાં બુંદ મુખેથી વેર્યાં. ૬૩
વિવાહનું કામ જડાવ કીધું, જઈ ઘરે ને શુભ લગ્ન લીધું;
પિતા સુતાને પરણાવિ શોભ્યો, આકાશ મધ્યેરવિ જેમ થોભ્યો. ૬૪

---

* દીકરો. * ગણપતિ. † શોભે. ‡ અમૃત.

# અધ્યાય ૪ થો.

## દોહરો.

સુણજો સકળ સભા હવે, કથન કવીનું કાન;
જોશી નવ *ભાવી કળે, ભાવિ કળે ભગવાન. ૧
વર્ષ વીત્યાં ગુણવતી થઈ, વરશ ચૌદની સાર;
ભણતર ગણતર સર્વનો, પ્રીતે પામી પાર. ૨
નગરશેઠ એ નગરનો વર્ધમાન શ્રીમંત;
વૃદ્ધ હતો પણ વાણિયો, ધર્મવાન ધીમંત. ૩
વડા પુત્ર ત્રણ વણિકના, ધર્મચંદ, મુળચંદ,
કર્મચંદ, નામે હતા, જાણે સઘળા ફંદ. ૪
લાખોનાં લેખાં કરે, વિચરે દેશ વિદેશ;
સફર કરે સફરી વિષે, દરિયે ન ડરે લેશ. ૫
ચીન જપાન, સિયામમાં, પેઢિ જેની પ્રખ્યાત;
અરબસ્તાન, ઇરાનમાં કાઢિ દુકાનો સાત. ૬
નગરશેઠ નહિ, જગતનો શેઠ એહ વિખ્યાત;
અખૂટ ધન ભંડારમાં, સુખીયો પૂરી પાંત. ૭
નગદ તણા ભંડાર ત્રણ, સંખ્યા ધરીને ધીર;
મિલકત માંહેથી ભરી, જાણે નહિ ત્રણ વીર. ૮
વર્ધમાન કાળે કરી, વૃદ્ધ થયો અતિ દેહ;
પણ છૂટ્યો નહિ મનથકી, સંસારીનો સ્નેહ. ૯
એકાએક †વપૂ બન્યું, તાવ થકી બે હાલ;

---

* બનવાનું તે. † શરીર.

વૈદ્ય ભરાયા સામટા, એકાવન ધરિ વા'લ. ૧૦
વાત-ધાતને ટાળવા, રેચક ઓખધ દીધ;
[૧]અતીસાર વસમો થયો, કાંઇ થયું નહિ સિદ્ધ. ૧૧
કરવા ઝાડો કબજ પછિ, કીધા ચદા ઇલાજ;
પેટ ચઢ્યું ડોસા તણું, વૈદ્ય પામ્યા લાજ. ૧૨
ઘણા વૈદ્ય મળિને કર્યા, ઘણા ઘણા [૨]ઉપચાર;
તેમ તેમ વધતા ગયા, ઉપદ્રવો દુઃખકાર. ૧૩
ભણી [૩]યોગ-શત વૈદ્ય બનિં, ઝોળી ભરિને જાય;
બીજાં બાવન એકઠાં કીડા કર્યે શું થાય? ૧૪
દેહ ગેહ અંદર થકી, જ્યાં લગિ ના સમજાય;
ત્યાં લગિ વૈદો બાપડા, અટકળથી અથડાય, ૧૫
[૪]હેત્વાદિક પાંચે કરી, રોગ પુરો પરખાય;
વૈદ વદે વૈદું ભણી, પૂરૂં નવ સમજાય. ૧૬
વર્ધમાનને વ્યાપિયો, શ્વાસ, શૂલ, જ્વર [૫]શોફ.
હીક્કા, મૂર્છા, [૬]વાંતિમાં કફનો થયો પ્રકોપ. ૧૭
અન્ન ન આવ્યું મુખ લગી, અતિસાર નવ જાય;
હવે દેહ એ શેઠનો, [૭]અતિસાર ક્યમ થાય? ૧૮
વૈદ કરીને વેગળા, પાસ આણિને પુત્ર;
કાગળ કકડા ત્રણ કરી, ત્રણ લખિ દીધાં સૂત્ર. ૧૯

---

૧ ઝાડો. ૨ ઉપાય. ૩ ક્વાથ સંબંધી એક વૈદ્યકનો ગ્રંથ. ૪ હેતુ, પૂર્વ રૂપ, લક્ષણ, સાત્મ્ય, જાતિ. ૫ સોજો. ૬ ઉલટી. ૭ ઘણો સારો.

તકાર અક્ષર પ્રથમમાં, લખિ *કનિષ્ટને દીધ;
રકાર મધ્યમને લખી, લેવા સંજ્ઞા કીધ. ૨૦
જ્યેષ્ટ પુત્રને લખિ અને, સકાર આપ્યોસાર;
વર્ધમાન પોતે પછિ, ચાલ્યા તજિ વ્યવહાર. ૨૧
અક્ષર ત્રણુ કરિ એકઠા તરસ ભાગવા માટ—
જણ ત્રણે કોઇ જાણતા, દોડ્યું જોઇ ન વાટ. ૨૨
પણ જણ બીજા નવ રહ્યા. ગયા તજી આલોક;
તરસ શબ્દનો અર્થ ના, સમજ્યા પ્રગટ્યો શોક. ૨૩
ક્રિયા કરી નિજ તાતની, ઘટિત રિતે એક વર્ષ;
તે પછિ મિલકત વેંચવા, મનમાં પામ્યા હર્ષ. ૨૪
વીત્ર પત્ર પણ વેંચતા, પૂરી પડિ પંચાત;
થયો નિવેડો કોઇથી નહિ, વેરઇ ગઇ નાત. ૨૫
ગયા શેઠના દીકરા, રાજ કને ફરિઆદ,
કરો ફેંસલો વાજબી, આપો અમને દાદ, ૨૬
એક કહે કે તરસમાં, છે ત્રણેના ભાગ;
બીજો બોલ્યો બળ કરી, મૂક તરસમાં આગ. ૨૭
રાજાએ કાગળ તણા, કકડા ત્રેણે લીધ;
વિચારિયું પણ મન વિષે, નવ ગોઠ્યું કશિ વીધ. ૨૮
આપ્યો હુકમ પ્રધાનને, કરો એમનો ન્યાય;
વેંચો મિલકત શેઠની, રંજે જેમ સભાય. ૨૯
વજિર કહે મહારાજ એ, કરિશું બુદ્ધિ પ્રમાણ;

* સહુથી નાનો.

આપ તણા પરતાપથી, ફરી ન બોલું વાણ. ૩૦
માસ વીત્યા ત્રણ સામટા, પણ ન થયો ઇનસાફ;
પ્રધાન પણ ગૂંચાઇ રહ્યો, કાંઇ ન સુઝયું સાફ. ૩૧
શેઠ તણા પુત્રો ગયા, નૃપ પાસે ફરિયાદ;
મહારાજ ત્રણ મારાર્યા, મળી ન કશિયે દાદ. ૩૨
પ્રધાન મન લેતા નથી, નથિ કરતા કંઇ ન્યાય;
શું તે બોજે રાજ્યનું, જે આમાં મુંઝવાય. ૩૩
રાજાએ પ્રધાનને, કહી પછી આ પેર;
ન્યાય કરો સુખ ભોગવો, નહિંતર બેસો ઘેર. ૩૪
આપે જે ઇનસાફ આ, તે પ્રધાન મુજ થાય;
નહિંતો બીજા છો બધા, અવનીપર અથડાય. ૩૫
મુદત આપું એક રાત્રની, મંત્રી! કાલ સવાર;
પ્રધાન પદથી દૂર થઈ, આંતે થશો ખવાર. ૩૬
મિલકત મેળવી રાજ્યની, પાછી આપો તેહ;
નથી તમારા બાપની, એમાં શો સંદેહ. ૩૭
સુણીને મંત્રિ વદ્યા પછી, રાય કરૂં જો ન્યાય;
તો મંત્રી પદ માગતાં, છે શાનો અન્યાય. ૩૮
એમ કહીને ઘર ગયો, શોગે પડ્યો પ્રધાન;
વાત વિચારે એકલો, ગમે ન ખાવું ધાન. ૩૯
ગુણવતિએ નિજ તાતને, દીઠો અતિ ગમગીન;
ભારે કંઇક વિચારમાં, જેમ થયો [1]તલ્લીન. ૪૦
પૂછ્યું પાસ જઈ પિતા, કેમ દિસો દિલગીર;

---

૧ તદ્રૂપ.

શી આપદ તમને નડે, ખરેખરા છો ધીર. ૪૧
શું કોપ્યો અવનીપતી, (કે) થયું સ્નેહિનું મર્ણ;
ઝાઝું જાન થયું કશું, વાત સુણાવો કર્ણ. ૪૨
મંત્રિ કહે કહું દીકરી, શી તુજ આગળ વાત;
તું બાળક સમજે નહીં, દુખ આવ્યું ભલિ ભાત. ૪૩
એમ કહીને કહી બધી, વૈચાણની પંચાત;
તરસ શબ્દમાં ત્રણ તણા, સરખા ભાગની વાત. ૪૪
ક્યમ રાજે ત્રણ શોઢિયા, ક્યમ પરમાણે પંચ;
મંત્રી પદ ક્યમ જાય નહીં, શો શોધું હું સંચ. ૪૫
ગુણવતિ જરા વિચારીને, કહે પિતા! શા માટ;
શોચ કરોછો એ દિસે, સીધે સીધો ઘાટ. ૪૬
ત્રણ ધાતુ કેરા બને, શિક્કા તેનાં નામ;
આદ્ય અક્ષરથી સૂચવ્યાં, ડોસે કીધું કામ. ૪૭
મરતી વખત વદાય નહિ, કે ન લખાયે લેખ;
ડોસે ઝટપટ કર થકી મારી સબળી મેખ. ૪૮
તકાર ત્રાંબુ જાણવું, પૈસા લે એ પૂત;
રકારમાં રૂપુ કહ્યું, સંચે મધ્યમ સૂત. ૪૯
સકાર વાળો સવથી, શોધે સોના મોહોર;
ત્રણ ભંડારે ત્રણ મળે, (તો) શાની સો'રા સોર. ૫૦

## સવૈયાત્રીસા.

આ સુસુતાં મન હરખ પામિને, પછિ પ્રધાન મુખથી ઉચર્યો,
તેં પુત્રી! મુજ લાજ રાખિ, તુજથી પદભ્રષ્ટ થતો ઉગર્યો;

એમ કહી પરધાન, શેઠના પુત્ર ત્રેણ બોલાવિ કને,
વેંચી બતાવ્યા ભાગ વિગતથી, રાજી થયા સુણી ન્યાય [1]મને. ૫૧
ગયા ઘેર, ત્રણ ખોળિ જોઈ ભંડાર, થયા વિસ્મિત મનમાં,
કેમ જાણ્યું મંત્રિએ ખરેખર સોનું રૂપુ ત્રાંબું ધનમાં;
તોલ કર્યા તવ સ્વર્ણ થયું મણ પચિસહજાર પુરેપૂરૂં,
તેટલું[2] ઓછું ચાર લાખમાં, રૂપું થયું ન રહ્યું અધુરૂં. ૫૨
બન્નેનું ધન સમાન ગણતાં ત્રીજાનું ત્રાંબું સરખું,
કહો કેટલા તે પૈસા કુલ દ્રવ્ય કેટલું કહો પરખું;
એક અબજ એંસી કરોડ કુલ દ્રવ્ય, ભાગ ત્રણના સરખા,
પંડિત પંચ, પ્રધાન ન્યાયને જોઇ જોઇ મનમાં હરખ્યા. ૫૩
રાજા પણ રાજી થઇ બોલ્યો, કહો પ્રધાન ક્યમ ન્યાય કર્યો?
માસ ત્રેણ લગી કેમ તમોથી એ ન થયો ઇનસાફ ખરો;
એક દિવસમાં કેમ સુજ પડિ? સર્વ કહો સાગે સાચું,
તમે કહેશો એ મુજ બુદ્ધિ, તો સઘળું માનું કાચું. ૫૪
કહે પ્રધાન મહારાજ સત્ય કહું, શિદ તમથી રાખું છાનું,
ચાહેતો નિજ મંત્રિ અન્યને કરો થવા હિત પરજાનું;
બાળક બાળકી મારી તેણે એ બતાવી મુજને બુદ્ધિ,
નહિતો માસ વીત્યા ત્રણ પણ નવ હતી મને તેની શુદ્ધિ. ૫૫
આ સાંભળી નૃપ રાજી થયો કહે, ધન્ય ધન્ય દુહિતા તારી,
રાજ્ય ચલાવે રૂડી રીતે એવી અક્કલ એની સારી;
આપવું કાંઇ ઇનામ માહરે, રાજિ કરૂં તમ દુહિતાને,
જાઇ પ્રધાન તેડિ અહિં લાવો, ગુણવતિ પ્રીતે મારી કને. ૫૬

---

1 મનમાં. 2. ૪ લાખ–૨૫ હજાર=૩૭૫૦૦૦.

કહે પ્રધાન મહારાજ સકળ મુજ, આપતણી બક્ષિસ એ છે,
ગુણવતિ પુત્રી તમારી એ પર કૃપા થકી અદકું શું છે;
નહિ નહિ પુત્રી, મંત્રી! તુજ બહુ છે બુદ્ધિશાળી કદિ લઘુ વયની,
જોવા હું ઇચ્છું છું, જેણે ટાળિ ભ્રાંતિ તારા ભયની. ૫૭

## દંડકળા છંદ.

પછિ એમ કરી અતિ આગ્રહથી તેડાવિ બાળ ગુણવંતીને,
નૃપ દેખિ રૂપ ચમક્યો ચિતમાં દુર્બુદ્ધિ રૂપી મદિરા પીને;
મદિરાદિ કેફ વણપાન કર્યે ન ચડે નરને ન અશુદ્ધ કરે,
પણ નારી રૂપની કેફ દૃષ્ટિ પડતાંજ ચડે શુદ્ધ બુદ્ધ હરે. ૫૮
નથિ વાંક **શીલભાનું** નૃપનો, નૃપ છત્રપતી પણ ભૂલિ ગયા,
કંઇ દેવ, અને ઋષિ કૈંક, કામના દાસ થઇ થઇ મૂર્ખ થયા;
મહાદેવ મોહેની રૂપ જોઈ, બ્રહ્મા નિજપુત્રિ થકી પલાળ્યા,
[1]ત્રિદશેંદ્રઇંદ્ર, [2]હીમકીર્ણ ચંદ્ર, પણ રૂપ જોઇ દુઃખકીચ કળ્યા. ૫૯
પછિ **શીલભાનું** નૃપ કહે મંત્રિને શું એને આપું અહિંયાં,
કહિં એના લાયક વસ્તુ ન મળે, ત્રિભુવનમાં ખોળું કહિંયાં;
પણ હું ઇનામ નિજદેહ તણું અરપી પોતે સંતુષ્ટ થઉં,
જો ના કે'શે કદિ વણિક વિચારી તો તુજ ઉપર [3]રૂષ્ટ થઉં. ૬૦
એ પુત્રી મને પરણાંવ રાજ્યને યોગ્ય, ભોગ્ય નથી અન્ય તણી,
જો ના કહીશ તો તે નહીં ચાલે, બળથી એનો થઇશ ધણી;

---

૧ દેવનો રાજા ઇંદ્ર. ૨ ઠંડા કિરણવાળો ચંદ્ર. ૩ ક્રોધી રોસાયલો.

ખુશિ થૈ આપી નિજ બાળકિને નૃપને તું મંત્રી રહિશ સુખી,
ત્યમ થતાં વેત સંબંધિ આપણો પ્રીતિ જશે વધતી અદકી. ૬૧

**ચોપાયા.**

આ સાંભળતાં, વચન ભૂપનાં, મંત્રીને થઇ રીશ.
(પણ) વણિક વિવેકી વદ્યો વિચારી નૃપને નામી શીશ;
હે મહારાજા, આપ કહોછો વાત તેહછે સારી,
પણ પરણેલી, ફરી પરણતાં, કહેશે લોક ગમારી. ૬૨
વણિક મૂકશે પંક્તિ બાહર મને, માન તમ ઘટશે.
કલંક ઉજવાળ કુળમાં લાગે તમને, તે ક્યમ મટશે:
માટે મોહ તજી દ્યો રાજા, એ પુત્રી છે તમારી,
અ ઘટિત કરતાં ધર્મ લોપતાં ખોશો કીર્તી સારી. ૬૩
રાજા કહે બહુ નહીં બોલવું, ધર્મ લોપ નથી થાનો,
પુરાતની બ્રહ્માણના મારગ નથિ હાલમાં મનાનો;
પંકતી બાહર તને મૂકશે તેને દંડીશ આપ,
બાકીનો જે અધર્મ થાશે, તેનું મુજ શિર પાપ. ૬૪
શા માટે હા, ના, તું કહેછે, વિચાર કરિને બોલ,
ખુશિથી આપીશ તો તો તારો જગમાં રહેશે તોલ:
વણિક કહે મન, યુક્તિ વિના નહિ કામ આપણું થાય,
જીવે લાખ વરસ જો માણસ અણિને ચૂકી જાય. ૬૫
એમ વિચારી મંત્રી બોલ્યો નૃપ તમ મરજી જેમ,
*લૌકિક ભય ના નડે મૂજને તો પછિ કરિશું તેમ;

* લોકનો.

શાસ્ત્ર વિધીથી લગ્ન કરીને કન્યા હું પરણાવું,
એ પણ મા'રે લાભ અતિશે, નૃપનો સસરો કા'વું. ૬૬
જાન જમાડું રૂડી રીતથી, કોડ કરૂં મન પૂરા,
રાય! રિઝો તો શા પછિ મારા અભિલાખ રે, અધૂરા;
જોશીને બોલાવીને શુભ મુહૂર્ત આપ ઠરાવો,
આપ ખુશી થાઓ તે રીતે કરવા મુજને કા'વો. ૬૭
આવી વાણિ શુણીને નૃપ મન, અતી થયો રળિયાત,
મંત્રી ચતુર તમે છો મા'રા અરજ્ય કરો ભલિભાત;
જાઓ હાલ તમ પુત્રિ લઇ ઘર ફેરવશો નહિ મન,
દુખી થશો દુનિયાંથી જાશો, જો નહિ કરો લગન. ૬૮
મંત્રી કહે મહારાજ બી'ક નથી મારે કોઇની લેશ,
મુજને દૂખો જન્મ લગી નહિ, આપો વચન નરેશ;
વચન લેઇને રાય રીઝવી આપી અદકું માન,
ગુણવંતીને રથમાં બેસાડી ઘર નિજ ગયો પ્રધાન. ૬૯
શો કરવો ઉપચાર થાય ક્યમ, જાવું ક્યાં ક્યમ રહેવું,
આ અતિ દુખદાયક રાજાનું કેમ આચરણ સહેવું;
એવો શોક કરેછે એવે, પાછળ આવ્યા સ્વાર,
ઘેરો ઘાલી મંત્રી ઘરને બેઠા કરે પુકાર. ૭૦
રાય રજા વણ મંત્રી ઘરથી, ગુણવંતી નવ ભાગે,
દિવસે ચોકીમાં રહે તત્પર, રાત્રે પણ તે જાગે;
ચાલિ વાત આ નગર વિષે હોકારો વાગ્યો દેશ,
પ્રધાન પુત્રી પરણેલીને, પરણે ફરી નરેશ. ૭૧
શોક વિષે ઘેરાયો મંત્રી, કશું ન સૂઝે કામ,

હરિભટને બોલાવી પાસે પ્રીતે કરી પ્રણામઃ—
કહો પુરાણી આ વરસરમાં, શો કરવો સિદ્ધાંત,
ના કહિયે તો રાજા રૂઠે, ભારે પડિછે ભ્રાંત. ૭૨
મડદાને પણ વગર તપાસે જાવા દે ન સિપાઈ,
લાંચ નથી લેતા લુચ્ચાઓ કરમાં રાતી પાઈ;
રાજા સાથે બાથ ભીડતાં, ખરાબ આખર થઇએ.
વાહારે કોણ ચડે આપણની, કોણ આશ્રયે જઇએ. ૭૩
પ્રાણ લેઉં ગુણવતી બાળનો, સ્ત્રી હત્યા શિર ધારૂં,
અરે એમ કરતાં શિદ મારો પ્રાણ પુરાણિ ઉગારૂં;
ગમે તેમ આખર થાઓ પણ લેશ ન જાએ લાજ,
પ્રથમ વિચારી ધીરજ ધારી, કરવું એવું કાજ. ૭૪
કહે પુરાણી, રાજકાજમાં છો ગપફલ દરિયાવ,
પૂછોછો મુજ બ્રાહ્મણને, શો શીખો જડશે ભાવ:
પણ એક મારો વિચાર પોતે સ્વિકારજો ધરિ તોલ,
માસ પછિ અવજોગ ઉતરતાં કરો લગનનો કોલ. ૭૫
દિવસ એટલા જેમ તેમ કરિ સાચવજો નિજ ધર્મ,
હું જઈશું ઉજ્જયિની લાવું મદદ રહેશે શર્મ;
રાજા ત્યાંનો ધર્મશાળી આ અધર્મ જોઇ ઉકળશે,
પ્રધાન પણ નિજ લાજ માટ સુણતાં સહસાજ ઉપડશે. ૭૬
જલદ સાંઢ એક મને અપાવો, તેમાં થાય ન ભૂલ,
ઝટપટ જાઉં દિવસ દોઢમાં જો હરિ છે અનુકૂળ;
જો મન રૂચે વાત મારી તો સત્વર થાઓ વજીર,
નહીં તો જે કો' તે કરવાને હાજર છે મુજ શીર. ૭૭

---

# અધ્યાય ૫ મો.

## નારાચ વૃત્ત.

સુણી પુરાણિ કેરિ વાણિ આણિ મંત્રી ધીરને,
વધ્યો પ્રધાન માન આપિ ધન્ય વિપ્ર વીરને:
બતાવિ યુક્તિ આસિ છે, તપાસિ જોઇ ચિત્તમાં,
[1]થશે સહાય, કષ્ટ જાય, કાયનું અચીતમાં. ૧
[2]અવંતિ દેશ કોસ દૂર છે બેંસે નથી બહુ,
જશો બિજે દિને થશે અચીત જાણ આ સહુ;
વિચારિને કર્યા વિદાય આપિ ભાતુ ભાવથી,
પુરાણિ સંચર્યા [3]ત્વરાથિ સાંઢના પ્રભાવથી. ૨
ન જાણ કોઇને થયું, અજાણમાં વહી ગયા,
થયા બરા બપોર તોય તે નહીં ખડા રહ્યા;
ગયા વિશાળ ઝાડિ જ્યાં અગાડિ વિંધ્યપાદની,
[4]ઉજાડિ વસ્તિ જાડિ વસ્તિ વ્યાઘ્રને [5]નિષાદની. ૩
અવંતિ દુર ઍંસી કોસ રાત ત્યાં પડી ગઈ;
જુએ પુરાણિ કેરિ વૃત્તિ ત્યાં વિરામતા થઈ;
નિષાદ ગામડા નજીક તે [6]વિષાદને તજી,
ઠરાવિ સાંઢ ઊતર્યા પુરાણિ રાયકો સજી. ૪
બાળી તરેથિ ભાથું ખાધું, પાણિ પીધું પાળિયું,
થવા જરૂર મારગે પુરાણિએ વિચારિયું;

---

૧ ઉજ્જયનનો રાજા સહાય થશે. ૨ માળવા. ૩ ઝપટથી.
૪ ઉજડ. ૫ ભીલ. ૬ ખેદ.

વધ્યો પછિથિ રાયકો, પુરાણિ રાત કાળિ છે,
અજાણ પંથ છે, બિમારિ ભીલ વસ્તિ ભાળિછે. ૫
થતાં ઉજેશ ચંદ્રનો વિરામી પો'ર બે પછે,—
કરીશું કૂચ આપણે, હવે ઉજેણ પાસ છે;
પુરાણિ કે' તમારી મર્જિ; બે ઘડી અહીં ઠરો,
વિચારિ વાસ વાઘ ભીલ ભૂત વસ્તિમાં કરો. ૬
રહ્યા ઘડીક બે, ગઈ ઘડીક ચાર રાત ત્યાં,
સુણ્યાં વરૂ, શિયાળ, વાઘ ઘોર શબ્દ બોલતાં;
વહ્યો વિશાળ [1]ઝંઝ વાયુ, વીજ દીઠિ વાદળે,
ઉડાડિ ધૂળ, અંધિ આવિ. શબ્દ કો ન સાંભળે. ૭
કડાક કાટકો થયો, પુરાણિ વાણિ ઊચરે,
કરીશું કેમ અંધકારમાં જઈશું ક્યાં હરે!;
ન દેખું રાયકો, ક્યહાં લપાઈને પડ્યો હશે,
બનીશું દીન બાપડા સવાર ક્યાહરે થશે. ૮
ઉજેશ થાય વીજનો બિહામણું બધૂં દિસે,
બનેછે ઘોર-ગર્જના બ્રમાંડ જેમ તૂટશે;
વહે છે વાયુ ઘોર જોર ધારિ સો'ર સાથ આ,
[2]નિષાદ-દેશમાં નિશા જશે અમારિ કેમ આ. ૯
અશાત આ થઈ વિશાત એનો તો કશી નથી,
[3]કિરાત સાથ આખિ રાત કાઢવી મથી મથી;
પિશાચ હોય કે [4]નિશાચરોનિ વસ્તિ હોય જો,

૧ તોફાની પવન. ૨ ભીલનો દેશ. ૩ ભીલ. ૪ ભૂત-રાક્ષસ.

ઉપાડિ જાય દેહ તો પુરાણિ તારી જો મજો! ૧૦
વદેછ એમ એકલા પુરાણિ [1]ભીતિ પામિ ને,
જુએછ ચાર પાસ આંખ્ય તાણિ શીર નામિને;
ધરેછ હાથ પોટલી પરે જુએ તપાસિને,
કરેછ બૂમ રાયકા! ન બીશ જા ન ત્રાસિને. ૧૧

## હરિગીત છંદ.

ભય ભીત થઇને ચિત્ત બેઠા છે પુરાણી એ સમે,
પાછળથિ આવી કોક ઝાલીને પુરાણીને ભમે;
પાડી પુરાણી ચીસ એવે ચમકિ વાદળ વીજળી,
જોયું મનુષનું રૂપ, ભટજી દૂર પડિયા ઉછળી. ૧૨
શિર બાબરાં ઊડે નિશાના રંગ જેવું અંગ છે,
લંગોટિ વાળી એક કામઠું તીર તેની સંગ છે;
બીજા દિઠા બે ચાર કોઈ વિકરાળ ભૂત સરીખડા,
હિમ્મત ગઈ ભટજી તણી, ન વદી શક્યા, ન થયા ખડા. ૧૩
પણ સાંભળી દ્વિજ બૂમ ઝબકી રાયકો ઝટ જાગિયો,
શું છે પુરાણી! શું પુરાણી! એમ કરવા લાગિયો;
એવે પડ્યો એક તીર, વીર ગયો વિંધાઈ તે થકી,
પાડિ પડ્યો ત્યાં બૂમ, બળ બીજું ન તે કરિયો શકી. ૧૪
ભટજી થયા બે ભાન જાણ્યું ભૂત વાત ન તૂત છે,
આ માનવી સરખા નથી કોઈ પ્રેત કેરા પૂત છે;
અથવા હશે કોઇ રાક્ષસો મુજ ભક્ષ કરશે દેહનો,

---

૧ ભય.

એમ બી'કથી બેભાન થઇ ક્ષણું સ્નેહ છોડ્યો [1]ગેહનો. ૧૫
પછિ ચોર તજિને સોર બાંધિ પુરાણિના કર પાયને,
કરિ જોર ઊંટ ઉપર ધરી શ્રી ભટજિ કેરી કાયને;
લઇ સર્વ, હાંકી સાંઢ જંગલી લોક જંગલમાં વહ્યા,
થાતાં પ્રભાત પુરાણીં છોડી ઊંટ લઇ નાસી ગયા. ૧૬
ઊગ્યો રવી, જાગ્યો [2]કવી મૂર્છા થકી, વન વિકટમાં,
ચોપાસ ન્યાળિ ઝાડી કાળી વાંસવાળી નિકટમાં;
ઊચા દીઠા ચોતરફ પા'ડ કરાડ સીધી જેમની,
હે દેવ! ત્યાં [3]ભૂદેવ કે', શું રાખું આશા ક્ષેમની. ૧૭
ક્યાં ઊંટને ક્યાં રાયકો, ક્યાં હું અહીં આવી ચડ્યો,
શી રીત આ વિપરીત બનિયું જોગ કોણ મને નડ્યો;
નથિ ટીપાણું મુજ જોઊં શું? મુજ આતિ પોતી ક્યાં ગઇ!
રે દૈવ! આ વન[4]વિજનમાં મુજ વસ્તિ શી રીતે થઇ? ૧૮
નહિ ભૂતનું કરતૂત, એ દીઠા હતા દસબાર મેં,
બીન્યો અતીશ હું અને કરિયો હતો પોકાર મેં;
મુજ બ્રાંતિ ભાગી આજ હું નવ માનતો કદિ ભૂતને.
ઊપાડિ જાયે ખાટલા કરતાં કરે બહુ તુતને. ૧૯
કે' છે કરેછે ભૂત ઘરમાં પેસીને નુકસાનને,
છાંટેછ વિષ્ટા, મુત્ર, બાળે વસ્ત્ર, વેરે ધાન્યને;
દે છે ઉશેટી બાળ વણ સંભાળ કૈં ટાંકાં વિષે,
એ સર્વ સાચી વાત પૂરી પાંત મન મારે દિસે. ૨૦

---

૧ ઘરનો. ૨ વિદ્વાન (હરીભટ) ૩ બ્રાહ્મણ. ૪ માણસવિનાનું.

પણ એ ભયાનક ભૂતથી મૂજ દૂતપણું વણસી ગયું,
રે રે બહુ નુકસાન [1]ભાનવનાં થકી જગમાં થયું,
આવો મને નહીં એટલી જગદીશની માનું દયા,
પણ આ અજાણ્યા વન વિષે વણ છૂટકે ભટકી મૂઆ. ૨૧
ગુણવંતીની જાશે લાજ, બનશે કાજ ત્યાં વિપરીતરે,
કે'શે ભરોસે મંત્રિ, [2]વંત્રિ-સુતો! બગાડી રીતરે;
ઊઠ્યો, જુએ ધરિ ધ્યાન, દીઠાં ચિન્હ પગનાં ઊંટના,
આશા ધરી વિસ્મિત થઈ પંથે થવા ઉજ્જેણના. ૨૨
જઉં હામથી દુખ વેઠિને બે ત્રણ દિને ઉજ્જન વિષે,
કહિને પછી સહુ ખબર હળવે જાઇશું નિજ ઘર દિશે;
એવે વિચારે ચાલતાં અદભૂત અજગર દેખિયો.
રોકી પડ્યો નિજ માર્ગ [3]મુખ-વિકાશ પૂરણ પેખિયો. ૨૩
ભડકી અને ભટજી વળ્યા પાછા અરે અપશુકનછે,
ખાઈ જશે પળમાં મને ક્યમ ધારિયું કરશું પછે;
ખોળું હશે કંઈ માર્ગ બાંધું દીશને ચાલ્યો જઊં,
જેણે ઉગાર્યો ભૂતથી તે [4]ભૂતપતિ શરણે થઊં. ૨૪

## દોહરો.

એમ વિચારી રખડતાં દિન વીત્યા બે ચાર;
કઠણ કરીને કાળજું, ફળ ફૂલ કરી આહાર. ૨૫

---

૧ ભાન વિનાનાં ભૂતડાં. (પુરાણી ચોરને ભૂત માનીને લવેછે.) ૨ ભૂત. ૩ મોઢાની ફાડ. ૪ શિવ—પરમેશ્વર.

શોક થકી [1]સંતપ્ત થઈ, માગે હરિની સાહ્ય;
અહિંથી તહિં રસ્તા વિના, ભટકે જંગલ માંહ્ય. ૨૬.

કટાવ.

જંગલ મધ્ય ભટકતો, પગ નવ ટકતો, ફરે પુરાણી, વાણી શાણી, [2]અમૃત ખાણી, પૂર નદીમાં, ગઈ તણાણી; ભાન ભૂલિને, રાન વિષે હે, રાન અતિ, નવ ગાન તાનકે, ભાન સાન કે, ખાન પાન કશું, મળે ન ખાવા, સાં'વા માટે, રહિ ન લાકડી, ખડી, પેઠ પાઘડી, ધોતિની ગડી, [3]વેતરણી છડી, પીનગે જડી, જેહને કડી. અને આંકડી; રહિ ન ગાંડડી; દોરિની દડી, પાય મોજડી, જડી ચોરને; વડીશી, વાત વખાણું, દુઃખનું વા'ણું, હવે જણાણું, શું ગઉં ગાણું; ઘોર ગર્જના, હાલ સુણી મેં, મેઘ સમી તે, છે વસમી આ, વાટ ડુંગરી; દેખ દેખશો, જીવ !, સિંહનો ખાળ, માહરો કાળ, આવિ આ કાળ, રાશવા, છેટે ઊભો; પાછો નાસું, તોપણ ડુંગર, ગુફા કરાડા, દીસે છે સહુ, ઠામ, હાય કયમ, જીવાશે હરિ !, કેમ કરિશ હું, બાળ માહરાં, કેમ કરીને, જીવી શકશે ?, હવે, હરી ! આ ઘડી, કરૂં શું નડી, મને કો, જન્મ તણિ ખડિ, પાપ [4]પાંદડી, આ સમે હડી, કશી ?, ફુટી છાતડી; અરે બાપડી, મા'રિ બેનડી, છોડિ નાખડી, દુઃખમાં પડી, કોણ કાપડી, કર્ણ પાંદડી, કરાવી કડી, આપશે હવે ?; દૈવ ! આ,—

---

૧ તપેલો. ૨ અમૃતની ખાણ જેવી વાણી. ૩ નેતરની લાકડી. ૪ પાંદડાંનો કચરો.

વાર થશે ક્યમ ?; જોઉં, ફરિ ન વાછડી, માત્ર હાટડી, ખઉં ન ખોચડી, પલંગે ચડી, બિછાને પડી, હવે પાધડી, કોઈ રાતડી, સુવાનું નથી, કહું શું કથી, બચું આપથી, એમ પણ નથી; અહીં આવડી, ઝાડિ આ [1]વડી, થોર બોરડી, વડનિ છાંયડી, લક્ષ લીમડી, વૃક્ષ વેલડી, ભક્ષ ઝોલડી, દેખું ચોભડી, પણ જગ રડી, દેખિ દે' વડી, સિંહની; નાસુ ક્યહાં ? નવ, લાગ મળે, હે! હરે! તમારી, હોય કૃપા તો, આજ છૂટકો, હિંસ્ર પશુથી, થાશે, નહિ તો, જીવ માહરો, અંતરિયાળે, આંબા ગાળે, [2]ઉગ્ર ઉનાળે, બળતી ઝાળે, ઝટ જવાનો, એમ પુરાણી, શોક વિષે પડિ, રડી પડીને, ઘડી ઘડી નિજ, દેહ ગયાનો, ભો રાખીને, અંતઘડી પી,—ડા ચાખીને, કરે ચિંતવન; અરૂપરૂ વન, વિષે જુએ છે, એવામાં પડિ, નજર ત્રષીની, દક્ષિણ પાસે, ગુફા એકપર; પગવટ દેખી, મનુષ જાતનો, વળ્યા ત્યહાં ત્રષિ, ગયા ગુફા થડ, એક ન્યહાં વડ, ગંભિર ભારે, વર્ષ બારસો, બ્યાશી ઉપર, ત્રેણુ માસ ત્રે,-વીસ દિવસનો; છાયા જેની, અગ્નીને પણ, શીતળ કરતા; એની પાસે, ગુફા મૂખમાં, ત્રષિ પેસીને, ચાલ્યા આગળ, અંધકાર કંઇ, માંહે પેખ્યો, આગળ દીઠું, કંઈ અજવાળું, પા'ડ બખોલો,-માંથિ આવતું; એવી રીતે, કલાક એક લગિ, ચાલ્યા ચોંપે, ત્યારે દીઠું, સુંદર વન જ્યાં, બાગ બગીચા, ઊંચાં નીચાં, વૃક્ષ અપારે, ફૂલ ફળાં મન,-વાંછિત સારે, મિષ્ટ પાણિનાં, ઝરણ અપારે, વહે નદીની, પેઠ; કિનારે, લીલો ભારે, ચાર ઉગે-

---

૧ મોટી-ભારે. ૨ ભયાનક.

મી, રમણિક શોભા, કેરી પેલી, ચાર પાસ ડુંગર છે ઊંચા, ચઢી ઉતરી શકે ન લુચ્ચા, નવ ચોરસ સમ ચોરસ ગઉમાં, એવી રીતે દીઠું સહુમાં, બા'ર નિકળવા, બા'રૂં એકજ, પુરાણિએ તે દીઠું છેકજ, ઉત્તર, દક્ષિણ, પૂરવ, પશ્ચિમ. પ્રૌઢ પા'ડથી બાંધી છે સિમ, કંઇક હરણ વનમાં દેખાયે, પાણિ પિયે એલે તૃણ ખાએ, કાક કોકિલા, મોર છબીલા, શુક રસીલા, હંસ હઠીલા, સારસ ઢીલા. અનેક પંખી, ડંખીલું પણ, જરા જનાવર, નજર ન આવે, વાઘ નહીં ત્યાં, વરૂ કૂર વા, કે ન દીપડું, ચિત્રા કેરી, ચિત્રામણમાં, પણ નવ બીતી, સિંહ નહીં કદિ, બાં'ક કરે ત્યાં, સર્પ નહીં નહિ, વીંછી કૂંછી, કાન ખજૂરા, ચાંચડ માંકડ. દંશ મચ્છરો, ચાંચ-છરો નવ, શકે લગાવી; એવિ રીતના, મંગળકારી, જંગલમાં જઈ, ત્રણ્ણી પ્રવેશી, નદી વિષે જઈ, નાહિ ધોઇને, નિર્મળ થઇને, ધરી વિભૂતી, *ભતી દાયક, લાયક થઇને, શિખા બાંધિ, ત્રણ, કરી આચમન. વિષ્ણુ કેરૂં, સ્મરણ કરીને, આસનપર દ્રઢ, આસન વાળી, [1]યોગેશ્વરનું, ધ્યાન ધરીને, પ્રાણાયામે, ઇંદ્રિય [2]નિયમન, કરી સવારે, સંધ્યાનો સં,-કલ્પ કરી ફરિ, કરી આચમન, [3]આવાહન દે,-વી ગાયત્રી, કેરૂં કરિને, [4]અંબુ પ્રાશન, [5]મર્જન થકિ પછિ, શુદ્ધ થઇ [6]અઘ,-મર્ષણ કરિને, જગત્ [7]સવીતા, દેવ દેવતા, આગળ નમી તજિ, અહં-

---

* આબાદાની-કલ્યાણ આપનારી (પુરાણી સંધ્યા આરંભે છે).

૧ પરમાત્મા. ૨ કબજે રાખવું. ૩ બોલાવવું. ૪ જળ પીવું. ૫ શુદ્ધ કરવું. ૬ પાપ નાશ કરવું. ૭ સૂર્ય-પેદા કરનાર.

એવતા, અર્ઘ્ય દઈને, *ઉપસ્થાન કરિ, ગાયત્રયા,-હન જપ વિધિવત, કરી, કરીને, નમસ્કાર પછિ, ત્રષિ ઉઠીને, ફળ વીણી-ને, જઠરાગ્નીમાં, હોમ આપવા, બેઠા તે થળ; તૃમ થતાં લગિ, ભક્ષ કરી, જળ,-પીને ચાલ્યા, આગળ મારગ, કંઇક શોધવા, જ્યહાં, ઘટા વૃક્ષની, છટા છોડની, જટા વડતણી, તટા ઝરણની, દૃષ્ટ દેખતા, કષ્ટ વામતા, †હૃષ્ટ મન થતા અષ્ટ અંગથી; જળ તરંગથી, કંઈ [1]વિહંગથી, [2]અભ્ર રંગથી, પુષ્પ [3]ભૃંગથી; એમ જોઈ વળ્યા, પાંડ તળ આવ્યા, બધે આથડ્યા, પાર નવ પડ્યા, ત્રષી બરબડ્યા; મનુષ નવ મળ્યું, ભાગ્ય આ બળ્યું, ભાવિ નવ કળ્યું, પૂર્વનું રળ્યું, ઉગિ નીકળ્યું; અરે! આથમ્યો, હવે રવી રાજ, પરંતુ કાજ, અરે મહારાજ! ન સીધ્યું કાંઈ, હવે કેમ થાય? એમ કહો જાય, વડા જં,-ગલમાં રાતે, ચંદ્ર જણાતે, [4]વિરલ વિ-રલ કંઈ, તારા ચળકે, હલકે હલકે, રાત્રી કેરો, અમલ જામિયો, કષ્ટ પામિયો, બ્રાહ્મણ મનમાં; હું આ વનમાં, શી રીતે મુજ, રાત્રી કાઢિશ,?; મંદ મંદ આ, વાયુ વહેછે: [5]સ્પંદ સ્પંદ મુજ, હૃદય કરે છે; અંતરનો આનંદ હરેછે; દેખું, વન પશુ-વૃંદ[6], કરે [7]આક્રંદ, ગાય કંઈ છંદ, હશે તે જંદ; ભૂતના, ફંદ થકી મન, બિહું અતિશય; અહો! રૂપેરી વસ્ત્ર, ધર્યાં જ્યમ સ'સ્ત્ર, રાત્રિયે હોય, પત્ર ત્યમ જોય; શાંતિ સહુ ઠામ, નહીં આરામ, માત્ર મુજ,

---

* આરાધના. †રાજી. ૧ પક્ષી. ૨ વાદળાં. ૩ ભમરો. ૪ છૂટા છૂટા. ૫ ધડક ધડક. ૬ ટોળાં. ૭ રડવું.

અંતર મધ્યે; અહો!, ચંદ્ર આ ચઢ્યો. ગગનમાં અડ્યો, અ ગનનો દડો, હોય જ્યમ વડો; સુધાનો ઘડો, દૃષ્ટિયે પડ્યો; દેખ આ વડો, મોતીનો છડો, રાસિ રાસડો; ચંદ્રનું તેજ, પૃથિવિપર, પડિને કેવું, શોભેછે આ, દિનકર જાણ્યે, શીતળતા ધરિ, ફરી, ઊગિયો, પણે નિહાળું, મનુષ, અરે! નહિ, [1]અનુસ તણું એ, વૃક્ષ દિસેછે, ભ્રાંતિ શાંતિ મા,-રી હરિ લેછે, ભાવિ વાત તે, બધે બનેછે, પરમેશ્વરતો, મૂજ કને છે, વિઘ્ન માત્ર સહુ, જખ મા-રેછે. વૃક્ષ રૂડું આ, દીસે, કરૂં વિશ્રામ, રાત આ ઠામ. ધરીને હામ, લઈ હરિ નામ; એમ હરિરામ, વિરામ્યા તત્ર, વૃક્ષના છત્ર, નિચે તત્ર, દૂર હાલતું, માણસ જેવું, પ્રાણી દીઠું, સ્થીર ઠરેલું, ચંદ્ર તણા પર,-કાશ થકી હરિ,-રામ નિહાળી, તત્ક્ષણ ઉઠ્યા, મોઢ કૌતુકી; કોણ હશે એ, ભૂત પ્રેત વા, રાક્ષસ કે વૈ,-તાલ ભૈરવો, ખવી હશે કે. કોઈ પિશાચી. નારી જેવી, ભાસ થાયછે, હશે ડાકણી, સુરી શાકણી, કોઈ ભૂતડી, અરે *મનુજ આકૃતી, નારિ સમ કૃતિ, હોય જો ભૂત, વાત અહિં તૂત, તદા કો હશે, દેવિ દાનવી, પરી કોઈ નવી, નો'ય એ ખવી; વરસ ચૌદ ની, દિસે છે નાર, રહ્યો છે ‡માર, દેહમાં સાર; ધરી અવતાર, અહીં આ વાર, આવી જગ,દંભ જેમ ત્યમ, કાંતી વાળી, ઘણી રૂપાળી, આંખ વિષે કોકી છે કાળી, ગૌર કાંતિની ચંદ્રમુખીને, જોઈ વૃત્તિ મુજ રહે ન ખાળી, ખરે વિધાતાએ નિરમ્યો છે, વર્ણ સ્વર્ણને ગાળી ગાળી, શુભ્ર સાડિ છે શરિર ઉપર શું, જોઉં ને-

---

૧ સીતાફળ. * માણસ. ‡ કામ.

ત્રથી ન્યાળી ન્યાળી, મળે ન કાંતી, કો માનવિમાં, જોતાં સરવે ટાળી ટાળી, જાણે કોણ ઉપરથી રૂડી, કદી હોય હૃદયામાં પાળી; પાસ જાઊં પણ હોય પોગણી, થકે મને તે નાખે બાળી, કોણ હશે એ કેમ જાણિએ, એ તો જાણે શ્રી વનમાળી, પણ હું ભાળી, બાળા બાળી, શાંતી વાળી, ધીર ધરૂંછું, પાસ જઊં જરિ; દેખિ,દેખિ મુખચંદ, અરે મતિ મંદ, કરે આક્રંદ, કમળનાં વૃંદ; હાસ્ય પણ મંદ, સ્નેહનો ફંદ, દંત જેહમાં, *કુંદ કળિસમા, રહ્યા શોભિને, નિરખતાં નીજ, દાડિમી બીજ, કાંતિ શી ચીજ ! એમ ગણિ ગૂઢ, છોડમાં મૂઢ, થયાં રહિ સદ્ય, ગદ્દૂ શું ગદ્ય; નાસિકા નેત્ર, કામનું ક્ષેત્ર, દેખિને મનુ, વૃદ્ધ પણું ઘણું, છતાં પણ ચળે, યુવામાં પળે, અરે શી કળે, વિધાતા કહે, કર્યા એ કૂંભ, શુંભની શુંભ, સમા, વજ્જર, છાતીપર, કોમળ દે' પર, જુઓ, કટી કેસરી, કાંચિ ઘૂઘરી; દેખતાં કહુ, મેઘ મંડળે, જેમ વીજળિ, વૃક્ષ છાયમાં, કામની કળી, કરણ પાંદડી, ચરણ ઘૂઘરી, નખ શિખે કરી, ભૂષણે ભરી, શીશ ગોફણો, કામનો કણો, ભાલ ચાંદલો, કામિને ભલો, કર્ણમાં ફૂલ, કામનું કૂળ, નાસિકા મોતિ, કામની જ્યોતિ, કંઠમાં હાર, રહ્યો જ્યમ માર, મૂલ્ય કાપડી, હસ્ત એરખી, કામની સખી, સ્વર્ણ કંકણો, રહ્યાં હસ્તમાં, વપુ સમસ્તમાં, કામ જ્યમ રહ્યો, વરણને જોઈ, શરણ મુનિ થાય; કામની લાંચ, કોક સુંદરી, કામ રસ ઝરી, મદનથી ભરી, જેમ

---

*મોગરો.

કોઈ પરી, જોઉં ફરિ ફરિ, આંખ રહે ઠરી, *મારની છરી, ઉગામે જરી, ગળે લઉં ધરી, પણ જઉં ડરી, બી'ક મન ધરી, વન વિષે ફરી; હશે કોઈ દેવિ, એમ કદિ હોય, પાપ તો સોય, થાય, અંતરમાં મેં જે, કીધા ઘાટો, સઘ ઉચ્ચાટો, થાશે તેના, હવે જાઉં હું, પાસ જરા પણ, પૂછું તો સહિ, કોણ તૂં અહીં, એમ વિચારી, ગયા પુરાણી, બી'તા બી'તા, સુંદરિ પાસે, વદ્યા વાણિ મન, ધીરજ આણી, કહે કામ કિંકરી, વાત તું ખરી, કોણ નાગરી ! અરે ખેચરી, મોહની છરી, બોલ તું જરી, આવિ ક્યમ અત્ર ! છત્ર સે,-વક જન ધરતા, તે છોડીને, દાસિ, લાખ કેં ક્રોડ, રહે કરજોડ; ખોડવણ, બન્ને તને તે, કેમ તજીને, આવી આ સ્થળ ? કહે કુમારી, સુતા, કોણ રાયની ? પિતા તાહરો, જનેતા તેમ, કોણ તુજ દેશ, યુવાનો વેશ, ધરી પરદેશ,-સેવના શીદ, કરે ? મન હરે, હરણનાં કેમ ? ધરી શું નેમ, પ્રેમથી, તપ કરવાને, પૂર્વ તણાં પ્રાશ્ચિત બળવાને, દેવલોક સાથે હળવાને, દુઃખ સહી, સનમૂખ સૂર્યની, ગંગામાં નહિ, શિવ ફળવાને, હેત થકી ધરિ વેત ધર્મનો, કર્મ તણા ઢગલા ઢળવાને, અથવા દુખથી કે બહુ ભયથી, દુષ્ટ જનોથી દુર પળવાને, શા માટે તું, ‡શચી સમી સૂકોમળ બાળા, અત્ર વસેછે? શંકા મનમાં, મોટી છે તે, સઘ મટાડી, કહે મને તજિ, લાજ, સુધરવા કાજ, શાંતિનું સાજ, જરૂર તો આજ, તને મળશેજ, એમ સુણિ વદી, સુંદરી, રહો, રહો દ્વિજરાજ ! વિરામો આજ, થળે મહારાજ, પડ્યું શું કાજ, પૂછવા તણું, એમ પૂછતી, નથી હું, પણ કહુંછું હું, પ્રશ્ન તમા-

* કામ. ‡ ઈંદ્રાણી.

રા, કૅરા ઉત્તર, વાત અજાયબ, દીસેછે બધિ, કહો મને પણ, કોણ, તમે કિરપાળ, આવિયા હાલ, શોકનું સાલ, ભાગવા માટ; પડીછું અત્ર, દુઃખનું છત્ર, ધરીને, વાત કરીને, પામું નિર્વૃતી, એવું પાસે, કોઇ નથિ મુજ; પણ દીસોછો, તમે પુરાણી, હરીરામ શું ? ! આ સુણતાંમાં, હર્ષ ચમકથી, ચમકિ પુરાણી, બોલ્યા બાળા, કેમ કરી તેં, મને ઓળખ્યો ! હજી તને હું. શક્યો, નહો ઓળખી, શાંતિની સખી, કહે ઝટ કોણ ? કોણ સુંદરી, કોણ તુજ નામ, કહે તજિ મામ, લહે વિશ્રામ, તને નહિ નામ,–માત્ર મુજ થકી, હવે ભય, તજજે સંશય. સુણી, કહે સુંદરી, પુરાણી જરી, જુઓ મુજ ભણી, ધ્યાનને ધરી, વિચારો મતી, કરો સ્થિર ગતી, પિછાણો રતી, નામ ગુણવતી, પુત્રિ મંત્રિની, પિતા સંપતી, કરી સહુ જતી, અહીં થઈ છતી, કરૂં વીનતી, તમે ક્યમ અત્ર, ગયા'તા તત્ર; ઓળખી પછી; અહો દીકરી ! ગુણી ગુણવતી, તા'રિ શી ગતી. કેમ કરિ અત્ર, આવિ તું કહે, મને બહુ, સંશય આવ્યા; હું નિકળી ઘેરથી, રહ્યો માર્ગમાં, રાતમાં ચોર, થયે ઘનઘોર, લૂટિને ગયા, ભટકતા રહ્યા, રાયકો ગયો, અને હું રહ્યો, પછિથી, જંગલ મધ્ય ભટકતો પ્ર०. २७

## પુષ્પિતાગ્રા.

**ગુણવતી કહેછે.—**

હરિરામ ! સુણી કથા અમારી,ક્યમ ખળશે જતું નેત્રમાંથી વારી;
પડતી નથિ આપદા વિચારી,જન જાતી શું સહે પછી બિચારી.२८
ઘર થકિ તમને વિદાય દૈને, નથિ સુખિ કોઇ થયાં પછીથિ રૈ'ને ;
નૃપ મુખ કરિ ચાડિ ચાડિયાએ,કહ્યું,હરિરામ અવંતિ દેશ જાએ.२९

સુણિ નૃપ, મુજ તાત કેદ કરવા, પછિ ઘરબા'ર સહીત વિત્ત હરવા;
મન કરિ દ્રઢ, મોકલ્યા સિપાઈ,કહ્યું પરધાન ન જાય કૈં છુપાઈ.૩૦
પકડિ ગુણવતી ધસૈડિ લાવો, ઘર કરજોજ [1]જમીન દોસ્ત, જાઓ;
નહિ ઘર મુજ તાત તે સમામાં,નિરખી,અમે તતકાળ ત્રાસ પામ્યા.૩૧
કરધરિ ચળકાટ વાળિ [2]તેગો, કુદિ કુદિ સ્વાર થતોજ બારિ ભેગો;
કંઇક મુખ્ય કરે વડા હુંકારા,[3]ભટ [4]ભટ ભાગિ કરે કમાડ ચુરા.૩૨
કંઇક ચઢિ ગયા છજાનિ પાસે,ધ્રુજિ ધ્રુજિ છાતિ અમારિ ધડ્કિ ત્રાસે;
કંઇક ધનુષ-ધારિ તીર તાકે, કંઇ ઉછળી ઉછળી જરા ન થાકે. ૩૩
હય બહુ હહણે, કરે ઉછાળા, કંઇ પડમે થઇ જાય પુષ્ટ પાળા;
કંઇ ધરિ કર પાવડા કુદાળી, મુજ ઘર ઓટલિની વિદારિ પાળી.૩૪
કંઇક ઘર-ક'રે કરે ધડાકા, કંઇક કરે પગથારમાં ફડાકા ;
ખડ ખડ ખડ નેવ છાપરાથી, ઝટ હડસેલિ કરે બગાડ સાથી. ૩૫
કમ હરિ! બનશે,થશે શું મા'રૂં,અમ કરિ સંકટ માંહિ જીવ ધારૂં;
નથિ કહિં મુજ તાતનો જણાતા,બનિ ગઇ ઘેલિ સમાન મા'રિ માતા.૩૬.
જ્યમ ત્યમ કરિ ખોદિ નાખિ પાયો,ઘર પડવા નરે આ કરે ઉપાયો;
ધડ ધડ કંઇ દાદરે ચઢંતા, હરિ! હરિ! ઝાલિ જશે, નથી ડરંતા.૩૭
અહિ અમ કુણ સા'ય હાય! કરશે,પકડિ સિપાઈ બળેથિ હાથ ધરશે;
પણ સુણિ પછિ મેઘ જેવિ વાણિ,ઉછળી વચો ભટ[5]કૃષ્ણસિંહ તાણી૩૮
મુજ પિતૃ સહ મૈત્રિ તેનિ જાણી,જરિક અમે હરિરામ! ધીર આણી;
બળ થકિ વદિયો,'વિનાશ માટે.-નવ ધરશો કોઇ શસ્ત્ર,જીવ સાટે'.૩૯
ઝટ પટ ખસિ મે'લ મૂકિ દોડો.નહિતર આશ જિવ્યાનિ ઝટ છોડો';

---

1 ભોંય બરાબર. 2 તરવાર 3 ઝટ 4 પોઢ.
5 એક સરદાર-પ્રધાનનો મિત્ર.

સુણિ વચન કંઈક વીર કંપ્યા, કંઈક તજી બળ-બૂમ તતં જંપ્યા. ૪૦
પણ નર દસવીસ યોદ્ધ પૂરા, નવ ડરિયા બળવાન સાચ શૂરા;
'ચલ ચલ અહિંથી, ન બોલ ભૂલી, નિકળિ જશે તુજ કુંદમાંથિ ચૂલી.' ૪૧
કટુ સુણિ પછિ વેણ કૃષ્ણસિંહે, તલપ તકાસિ [1]કરીનિ સામિ સિંહે;
કરથિ ઝટ કર્યો પ્રહાર ભાલો, હૃદય થકી [2]રૂધિરૌઘ પૂર ચાલ્યો. ૪૨
મુરછિત થઈ ભૂમિમાં પડ્યો તેં, ઝટપટ કાયર નાસિ જાય પોતે;
કંઈક થઇ ઝપાઝપી પરંતૂ, પછિ થકિ ભાગિ ગયૂં સહૂ ડરંતૂ. ૪૩
દસવિસ જન આપિ મા'રિ સાથે, નિરભય રીત થકી ઉતારિ હાથે;
ઘર થકિ મુજને વિદાય કીધી, ઝડપથિ વાટ અવંતિ કેરિ લીધી. ૪૪
નિકળતિ વખતે વદ્યા પિતાજી, મળિશું ફરી દિકરી થજે તું રાજી;
નવ કંઇ ધરતી દિલે ઉચાટો; હરિ મરજી સમ થાય સર્વ ઘાટો. ૪૫
વિપરિત જગ-વાયુ આ વહે છે, સુખ દુખ કાળ કૃતીથિ પ્રાણી લહે છે
નથિ ચતુરાઇ માનવીનિ તેમાં, નર નટવા, હરિ સૂત્રધાર જેમાં. ૪૬
ધરિ ખુબ પથ માંહ્ય સાવધાની, જઇ ઘર ભોગવ આપ રાજધાની;
અહિં કેમ બનશે ન તે હું જાણું, હરિ ગમતું, ગમતૂં બધે ગણાણું. ૪૭

---

# अध्याय ६ ठ्ठो.

## દોહરો.

લાલાજી હતો લક્ષમાં, ના'ર નગર સરદાર;
કામદાર શ્રીમંતના, પ્રવીણ પાટીદાર. ૧
ક્રોધ એશ બળવતને, ચઢતી પડતી થાય;

---

૧ હાથીની ૨ લોહીનો ઓઘ.

આપદ વાદળ ચઢિ ચઢી, આવે ને વળિ જાય. ૨
સુખનો સ્વાદ ચખાડિને, દેખાડે દુખ ખાડ;
પલંગમાં પોઢાડિને, પાડે ઊપર પા'ડ. ૩
એ કરણી છે દૈવની, દૈવ કરે તે થાય;
હલકા 'હાય' કરી મરે, ધીરા નવ અમુઝાય. ૪
ગુણવતિ કરી વિદાય તવ, રાજાએ ધરિ ખાર—
કૃષ્ણ સિંહને, મંત્રિને, કેદ કર્યા તે વાર. ૫
ગુણવતિને ઝટ પકડવા, સ્વાર મોકલ્યા વીશ;
પણ પરમેશ્વર કૃતિ થકી, ચઢિયા ઉલટી દીશ. ૬
રખડી, ઘર પાછા ગયા, ચાર દિવસ પછિ સ્વાર;
રાજા પછિ નિશ્ચિંત થઇ, ન કરે કશો વિચાર. ૭
હરિભટને ગુણવતિ કહે, અમે પડ્યાં પછિ પંથ;
જેમ બન્યું ત્યમ ઝપટથી, થાક વેઠિ અત્યંત. ૮
*મહિ–માતા મેલી અને, પડ્યાં વિકટ વનમાંય;
આગળ જાતાં મારગે, વિઘ્ન થયું નહિ કાંય. ૯
દિન બીજે ઝાડી વિષે મનુષ મળ્યું પચ્ચાસ;
તીર ચઢાવી તાકતા, હું મન પામી ત્રાસ. ૧૦
શૂરવીર મુજ સાથિઓ, કાયા ગણી તૃણ માત્ર;
તાણી તેગ તુટી પડ્યા, ગૂંઘાં કુંધનાં ગાત્ર. ૧૧
બીજા ભરાતા પણ ગયા, પચ્ચાસના પાંસેઠ;
ઝગડો જોઇ મન ધારિયું, બાજિ ન પો'ચે ઠેઠ. ૧૨
આના વાળા ચાર જણ, ચાલ્યા આડી વાટ;

* મહી નદી.

જેમ તેમ કરિ દુખ થકી, દોડ્યા મારે માટ. ૧૩
ભીલ તણો ભો ટાળિયો, ભટક્યા આખો દીન;
પાછળનાની ખબર નવ, મળી, થઈ મન ખીન. ૧૪
આથમિયો રવિ ઝાડિમાં, પાસે પ્રોઢા પહાડ:
ડર્યા ભોઇ તે થળ વિષે, દેખી આગળ આડ. ૧૫
થાક્યા દોડી દીન બધો, વણ આવે બધિ વાટ;
ભાતું મેં મુજ આપિયું, દૂર કરયો ઉચ્ચાટ. ૧૬
પણ રુઠેછે દૈવ ત્યાં, ખામિ ન રાખે લેશ;
કુદ્યો વાઘ એક ખો થકી. પકડ્યો જોદ્ધો બેશ. ૧૭
ત્રણ ભાગ્યા તે તરુણ નર, મ્યાનો તજી વનમાંય;
હું પડદો કરિ બંધ ને, થર થર ધ્રૂજતું ત્યાંય. ૧૮
મનુષ ધ્રસડી કેસરિ ગયો, ચાલ્યો ઊભી વાટ;
મેં પછિ ત્યાંથી નાસવા, મનમાં ઘડિયો ઘાટ. ૧૯
સૂઝ પડી નહિ ક્યાં જવું, જ્યાં આવે નહિ વાઘ;
જ્યાં નર ચોર ગમારનો, જરા ન ફાવે લાગ. ૨૦
પણ પછિ પરમેશ્વર તણા, શિરપર નાખી ભાર;
મેં મા'રૂં સાથે લઈ, સદ્ય કર્યો સંચાર. ૨૧
અંધારે અથડાઇને, ભયથી થઇ બેભાન;
આ સ્થળમાં આવી પડી. ધરી પરાણે પ્રાણ. ૨૨
તમને દેખી દૂરથી, માણુમની થઇ ભ્રાંત;
ચોર હશે એમ જાણિને, બેસી રહિ થઇ શાંત. ૨૩
પણ પરમેશ્વર છેક નથિ ક્રૂર, જાણ્યું મેં ઊર;
તમને દેખી માહરા, મુખપર આવ્યું નૂર. ૨૪

હોત તમે નહિ આ સમે, શી મા'રી ગતિ થાત?
ચાર ઘડી પછિ દેહથી, પ્રાણ-વાયુ વહિ જાત. ૨૫
સો'ર કરેછ શિયાળિયાં, ઉચરે છે બહુ મોર;
જોર ધરી વરુ આરડે, વિચરે છે જન ચોર. ૨૬
ક્યાં વલ્લભિપુર વન ક્યહાં, ક્યહાં અવંતી દેશ:
ક્યહાં પિતા, પતિ-ઘર ક્યહાં, ક્યાં હું રખડું વિદેશ! ૨૭
નૃપ દુષ્ટે શું કર્યું હશે! માર્યા હશે વજીર!
ઘર મુજ ખોદિ ઉજડ કરી, હાય! હરીભટ વીર! ૨૮
માત મા'રિની શી ગતી! દૈવ! આવડો દંડ—
વાંક વિના જરિ આપતાં, શે ન વિચાર્યું પંડ? ૨૯
એમ કહી રડિ ગુણવતી, ખળે ન ખાળ્યું નીર;
રડતી બાળ રહે નહીં, દીધી વિધ વિધ ધીર. ૩૦
હૈયું રહ્યું ન હાથમાં, છૂટે મૂખ રૂદંન,—
વનમાં વનિતા આચર્યું, કહ્યું ન માને મંન. ૩૧
વનમાં વનપશુ બોલતાં, બંધ ગયાં થઇ સદ્ય;
પડઘા નિકળે પા'ડથી, કામિનિયે કરિ હદ્ય. ૩૨
હરિભટ બાળા હેતથી, ચાંપી હૃદયા સાથ;
ધારણ દીધી ધીર-નર, સમજાવી બલિ ભાત. ૩૩
જંગલમાં રડવા થકી, નહિ તુજ સીધે કાજ;
કોક સાંભળી આવશે, ફોગટ ખોઇશ લાજ. ૩૪
ચૂપ થઈ સંતાઇને, કાઢ રાત ધરિ હામ;
તજ સહુ ફિકર વિપત બધી, હરિ લેશે ઘનશ્યામ. ૩૫

## કટાવ.

તજ ફિકર કહે હરિરામ, દુઃખ તુજ હરિ લેશે ઘનશ્યામ, હરીઘન શ્યામ, પરમ સુખ-ધામ, કામ કરશેજ, લહિશ સુખ સે'જ; કેમ પણ, ગુણવતિ મા'રી, અતિ દુખકારી, ભૂખ થકી હે,-રાન રાનમાં, થઈ હશે તું, તૃષા થકી કૃશ, કંઠ તાહરો, નિશ્ચય હોશે, તે માટે લે, ફલો મિષ્ટ મેં, વીણેલાં આ, દ્રાક્ષ લીલિ, કેરિયો ગરેલી, સાખો પાકી, ચાખ, ચાખ રાયણાં, મિષ્ટ છે ઘણાં, અને અંજીર, ધીર ધરિ, ભક્ષણ કર પછિ, ચાલ ઝરણ એ, વહે નિર્મળાં, નીર થકી પી, પાણિ, તરસ હરનાર, શાંતિ કરનાર; સુણી લે સાર, વા'ર તુજ, જગદીશ્વર કરનાર, ધરિશ નહિ બી'ક, ઠીક ઠે.-કાણે કરિ મન, ફળ ભક્ષણ કર, દુખ ન ક્ષણ ધર, જગ-રક્ષણ વિશ્વાસ રાખવો, લક્ષણ એ ધીરનું, મહાવીરનું, સ્મરણ કર. ગમે તેમ કરિ, લેશ તને નવ, નડે આપદા, એવી, રીતે. ઉજ્જયિનીમાં, પો'ચાડીને, જઇશ પછી હું, ઘેર, તાત તા'રાની લાવી, ખબર કહિશ પછિ, એવી રીતે, શાતા દાયક, ત્રાતા જનને, ભ્રાતા પેઠે, દાતા સુખનો, વચન વદીને, ફળ ખવરાવી, પાણિ પાઈ નિજ, અંગવસ્ત્ર બાળાને આપ્યું; કરી પથારી, વૃક્ષ નિચે, નિર્ભય મન રાખી; ઊંઘ બાળકી, હું તુજ રક્ષણ, માટ જાગતો, રહિશ, દિવસમાં સુઇશ, વદી બાળકી, નહીં હરિરામ, મને વિશ્રામ, ઊંઘથી મળે; ચક્ષુ કદિ બળે, રાત ઘણિ ગઈ, શિથિલ કદિ થઈ, તોય મુજ ચિત્ત, ભ્રમણતા ધરે, કહ્યુ ન મન કરે; કરિશ કેમ હું, જઇશ શી રિતે ! તમે હરિરામ તાત કે ભ્રાત, ગુરૂ સુખદાત, ભણી તમ હાથ; એમ મુખ, બોલે

જોવે, સિંહ તણી ગર્જના મેઘ સમ, સાંભળિ તેવે; ચમકી બાળક બાળ, પડી અતિ ફાળ. જાણિયું કાળ, આવિયો હાલ; ઋષીની કોટ, દઈને દોટ, બ.ઝિ પડિ બાળ; ધરી સંભાળ, વદ્યા હરિરામ, બાળકી આમ, ત્રાસ કેમ ધરે, સિંહ છો ફરે, બા'ર પ-ર,-વતની પેલી, પાસ, ધરિ ઉલ્લાસ, રહે મુજ પાસ, જ્યહાં સુ-ધિ તા'રી, પાસ હરિરામ, તને નહિ નામ, કશો ભય; જીવ જતા લગિ, ગુણવતિ મા'રી, આંગળિ તા'રી, પિડાય તો કદિ, બ્રાહ્મણ નહિ મુજ,-બાપ, જગતનું પાપ, દેવનો શાપ, ધરૂં, શિરપર શાણી હું; એમ કહિ નિજ, હૃદય સાથ ચાં,-પી બાળાને, ધીરજ આપી; આસ પાસ ઋષિ દેવ, જુએ તતએવ, એટલે પડી, દૃષ્ટિ પા'ડમાં. દૂર ઝાડમાં, બખોલો થકી, હેરિયાં પડે, દિ-વાનાં જેમ; તેમ દે,-ખીને બોલ્યા, બી'શ નહીં ગુણ-વતી, ધિરજ ધર રતી, ઠામ કર મતી, દેખ આ અતી,-નવાઈ; જો તૂં પેલૂં, પા'ડ વિષેથી, દીપ તણું અજ,-વાળું આવતું; ગુફા હશે ત્યાં, મનુષ જાત કો,-ઇનું ખરેખરૂં, ઠામ ફાવતું; તુ કે' તો હું, જાઉં ત્યહાં, કરૂં, નક્કિ કોણ છે? શાનું છે અજવાળું વારૂં, મનુષ કોઈ કે, ભૂત, દેવ કોઈ, રાક્ષસ કે પછિ, ચોર તણું સ્થળ? છે માણસ કે, નથી? જોઉં હું, જો તું બેસે, આ ઠેકાણે, જરા વાર ધરિ, ધીર એકલી; તે સુણિને પછિ, બાળક સુંદરિ, વદી, નહીં નહિ ભદ્ર! કરે કદિ ગદ્દ, હોય જો, રાક્ષસ તે સ્થળ; ભક્ષ કરે પળ,-વાર માંહિ કદિ, ભૂત હોય તો; ચોર સો'ર નવ, કરે પરંતુ, હરે કદી વી,-ફરે, દ્રવ્ય આપાણું, પાસ મુજ ઘણું, દામને માટ, ઘડે કદિ ઘાટ, થાય ઉચ્ચાટ, માટ નવ, જાશો તે સ્થળ,

કંઇક હશે છળ; દળ વાદળ દુઃ-ખનું, પડતિમાં પડે; વધારે નડે, માટ આપડે, બુદ્ધિ બળ વડે, વિચારો, કારજ કરવું, કૃદિ ન પડવું; મતીમાન મહરાજ, કહું શું આજ, ન જાશો ત્યાંજ; એમ સુણિ, બધા નરપીશ્વરે, બાઈ ધિરજ ધરે, પરમેશ્વર પર, દ્રઢ નિશ્ચય કરે; તને, દુઃખ-[1]દધિ માંહ્ય, વિજન વન જ્યાંય, છોડિને પછી, દયા ધરિ હ ી, મેળવ્યો મને, થવા સૂખ તને; તમે ફરિ કદી, દુઃખ [2]રત્નોદધી, વિધ નિજ, મદદ આપવા, કષ્ટ કપિવા, શાંતિ વ્યાપવા, ચમત્કાર કર,-નાર કાર્યના, કર્ત્તા એ કદિ દિવો બતાવી, દષ્ટ, ખોટું [3]અ દષ્ટ હોય તો, આ સમયે ન ન, બની બાપડા, બેસી રે'વું, કાયર સમ નવ, બાં'ક તણી શંકા રાખીને, જવું છુપાઈ; મરણ કદાપિ, [4]અરણવમાં કે, અરણ ઉજડમાં, જંગલમાં કે, ગલી કુંચિમાં, [5]સપ્ત ભૂમિ આ,-વાસ વિષે કે, કારાગૃહના, વાસ વિષયમાં, પાતાલે કે પર્વત વચ્ચે, વૃક્ષ શિખર કે ખડ ભૂમીમાં, કદી ન છોડે; એકવાર વે'-લું કે મોડું, વત્તું થોડું, જીવીને પછિ, મરણ શરણ જન,-ને થાવાનું, નિશ્ચય છે તો, શા માટે ડરિ, હરી તણી રચ-ના નવ જોવી? માટે સુંદરિ, ચાલ, માહરી સાથ તને નહિ હાથ, અરાડે કોઈ, ડાંગ લે જોઈ, રહું નહિ જોઈ, પડું પચ્ચાસ, સખસને, પૂરો એકજ, ચૂરો છેક ક,-રી રણ વચ્ચે, જણી સૂંસણે, ગણું ના છરો, નહીં, સાંગ તરવાર, ન બરછિ કટાર, કરે મુજ હાર, નહીં બંધૂક, ટૂંકડી ધસે, ડરૂં નહિ કશે, ન તિર તિરકસે, ચરણ મુજ ખસે, અરીપર ધસે, હાથ આ; છૂં બ્રાહ્મણ રણ,-ધી-

---

૧ દુઃખરૂપી સમુદ્ર. ૨ સમુદ્ર. ૩ ભાગ્ય. ૪ સમુદ્ર. ૫ સાત માળનો મેહેલ.

ર, ફરસિધર વીર, સમો, કેયમ કહું, માહરે મૂખ? અરી સનમૂ-
ખ, સર્વ દેખાય; ગણિચ નવ મને, બ્રહ્મ બાપડો, કથા રાગડો,
માત્ર કરનાર, ધરૂં તરવાર, આદિ હથિયાર; કહી તુજ પાસ,
લાજ્યું મન માંહિ, આપની, વડાઈ માટે બોલું નહિ બહૂ, ચા-
લ ચંચળા, ઊઠ, એમ કહિ ધરી, કરે ગુણવતી, કરી પછિ ગતી,
પા'ડની પાસ, ચાલતાં, ધીમે ધીમે. નજર ન્યાળતાં, વૃક્ષ ઝાડિ
અં-ધાર, નહીં આકાર, દૃષ્ટિએ પડે, કોક સ્થળ ખડે, ઝાંખરાં
વડે, કંટ પદ નડે, ચંદ્ર કિરણનાં, ઝાડ ડાળથી, હેરિયાં પડે, ત્યહાં
થઈ, ચાલ્યો બ્રાહ્મણ, છાતિ ધબક ધબ થાય, ચરણ અથડાય,
ઝાડ થડમાંય, ઉભો રહી સુણે, શીશ કદિ ધૂણે, ચમકિ કદિ ખ-
સે, લાજ મન ધસે: એમ કરિ, આવ્યા, પર્વત પાસ, ગુફા
આવાસ, વિષે *આભાસ, દેખિને ખાસ, ઉભો રહિ તત્ર, સુણે
કંઈ વાત, થાતિ કશિ હોય; પડયું નહિ કર્ણ, શબ્દ કે ધ્વની,
નહીં સંચાર, પ્રાણિ કોઇનો, ન દીઠું કાંઈ, માત્ર અજ,-વાળા
વણ ત્યાં; બહુ બહુ કરી વિ.-સ્મય મન મધ્યે, એતે કેવિ ન.-
વાઈ? દિસે પરકાશ, દીપ સમ ખાસ, નહીં ‡આભાસ, કોઇનો
જડે, પરંતુ જગેં, ગુફામાં સોય, એમ કહિ સ્મરી, †સ્મર-અરી
નામ, ધર્યો પગ, આગળ જાવા, ગુફા માર્ગમાં, પેઠા તો પછિ,વામ
હાથ ભણિ, ભીંત કરેલી, જેમ કોરિને, તેમ, હાથ નવ ઊંચિ, લાંબિ
બત્રીસ, હાથ લગિ,મધ્ય ભાગ તે,-હને બારણું એક, લોહનું છેક, પો'
ળું ત્રણ હાથ, ઉઘડવા માટ, સંચ કંઈ, કરેલ દીસે,જોઈ અતીશે, મે'-
નત કરિ પણ, નહીં ઉઘડિયું, બા'ર, ત્રસી તે વાર, ચાલિયા, આગળ

* પ્રકાશ. ‡ ગણસારો. † કામદેવના શત્રુ-મહાદેવ.

ખોમાં, અંધકારમાં, ચમકી ગુણવતિ, રહી. ન પાછળ ગઈ, ત્રષી તવ, બોલ્યા વાણી, સાંભળ શાણી, ઓ પેલા દે,-ખાય પાર ઉ,-જેશ ચંદ્રનો, કંઈક શિવાલય, સમું દિસેછે, મને, જઈને કને, કરૂં હું, નિશ્ચય તેનો; તે માટે તું, ચાલ ચાલ, ભય ટાળ ટાળ, સુખ હાલ હાલ, ભરિ ફાળ ફાળ, નજદીક થાય; ગુણવતી ! ધિરેજ મુજવતી, ધરીને—; એમ, કહે જેટલે, સુણ્યો તેટલે, સર્પ ફુંફવાટ, ધમણ જ્યમ ધમે, તેમ તે સમે, પછાડી થતો; સુણી કાંપતો. સુંદરી દેહ; અરે હરિરામ ! કહે સુંદરી, હવે ક્યાં, જાવું કો'ને, પાછળ આવ્યો, સર્પ, મહા વિકરાળ, ભરંતો ફાળ, હોય જ્યમ કાળ, તેમ આ કાળ, ઝેરની ઝાળ, લાગતાં વાંત, થવાનું મોત; કહે હરિરામ, આવની આમ, મૂક તું દોટ, ચુકવશે ચોટ, દેવનો દેવ; સુણી એ રીત, વચન પછિ, બાળા બ્રાહ્મણ, અંધારે એ, ગુફા વિષે મર,-ણિયાં થઈને, ચાલ્યાં ઝટપટ, ઝટપટ ઝટપટ, ઘડી એક લગિ, ત્યારે દીઠું, સુંદર એકત,-લાવ ચંદ્ર પર,-કાશ પડીને, શોભે જાણે. હોય રૂપેરી, વસ્ત્ર પાથર્યું; વાયૂ વણછે, શાન્ત બધું જળ, કદી માછલાં, કરે ઉછાળા, થાય ધબાકા, ભારે જળમાં, ચોપાસે પણ, શાંત શાંત સહુ ; શબ્દ ઘૂડ ચી,-બડી કરે તે, માત્ર કર્ણમાં પડે, શિયાળાં રડે, પત્ર ખડખડે, કદી વા,-યરો વાયતો, એવા સ્થાનક, પાસ ખરેખર, ખાસ એક દે,-વાલય જૂનું, કંઇક વરસનું, કોક ઠામ પડિ, ગયેલ થોડું, ઘાસ લીલથી, શ્યામ થયેલું; ત્યહાં, ઠર્યાં એટલે, ત્રષી પછિ વદ્યા, અહીં ગુણવતી ! વિરામો ઘડી, રાત્રિ વહિ જતાં, સુરેજ ઊગતાં, અંધિ ભાગતાં, ઉજાળું થતાં, પક્ષિ બોલતાં, પંથિ

ચાલતાં, ચાલિશું, આપણુ પંથે; એમ કહી કરિ, સ્વચ્છ ભીંત એક, પાસ, ત્યહાં એ,-સાડી બાળા, પોતે પણુ તે, ઠામ જોઈ ચો,-પાશ, ધરો કર ડાંગ, થઈ સા,-વધ પછિ બેડા; એમ ભય ભૂખે, કોમળ બાળા, શિથિલ થઇને, પડી પૃથિવિ પર, આંખ ઊંઘથી, ગઈ મિચાઈ; હોય તળાઈ, સાઠ સેરની, સારિ બિછાવી, તે ઊપર પછિ, શયન કરે તો,-પણુ નહિ નિદ્રા, તે જન ભૂપર, જંગલ મધ્યે, વ્યાઘ્ર સર્પનો, ડર જ્યાં સંધે, હિંસ્ર પશુ જ્યાં, આવે ગંધે, તેવા સ્થળમાં, શયન કરીને, નિદ્રાનું સુખ અનુભવેછે; ધન્ય ધન્ય છે, નિદ્રા દેવી ! સુખી થાય સહુ તુજને સેવી.

ઘડી, એક જવ થઈ, રાત મધ્ય ગઈ, ડાંગ કર લઈ, પુરાણી, બેઠા બેઠા, ઝોકાં મારે, કંઇક ખડખડે, ઝબકી હાલે, ચોપાસે ગભરાતા ન્યાળે, કરી ખુંખારો હિમ્મત ધારે, જોઈ ગુણુવતીને સંભાળે, એમ વખત જાયછે એટલે, શબ્દ સુણ્યો હરિરામ તેટલે, ગાયન કેરી, શરૂઆત જ્યમ, થાતી કો સ્થળ, જે રસ્તેથી, ગુફા મારગે, આવ્યા’તા ભટ, તેજ ગુફાથી, શબ્દ સાંભળ્યો, જૂદા જૂદા, સ્વરે જ્યમ તાલમ, હોય આપતા, લેઈ સરોદા, સરિગમ પધનિસ, સનિધપ મગરિસ; ડાડાડા દિડ, ડાડાડા સ્વર, ચઢે સતારે; કિટિ ધિમિ કિટિ ધિમિ, તૃકડ્ તુના તૃકડ્ તુના, પડે થાપ નરઘાં પર જ્યાં શુભ, રાગ રંગ આ,-રંભ સુણીને, ત્રસી તાણું અંતર લોભાયું, થઈ વૃત્તિ કે, કોણ ગાય છે? મૂળ આપ ગાયનના શોખી, તેમાં રાતે, જંગલ મધ્યે, મધ્ય રાત્રિએ, જ્યહાં મનુજ નહિ, ત્યાં આવીને, ગાન તાનમાં, ભાન ભૂલિ ગુલ,-તાન કોણ છે? એમ જાણવા, થયા કૌતુકી,

પણ ગુણવતિને, તજી અરણ્યમાં, મધ્ય રાત્રિયે, જાવું તે પણ, ઠીક ન લાગ્યું; દ્વિધા ચિત્તથી, ત્રણી વિચારે; મનોવૃત્તિ પણ, રહી ન ખાળી, 'આવુંછું ઝટ, જરા જોઇને,' એમ કહી મન, બાગા છોડી, સૂતી મૂકી, ગયા ગુફામાં; દ્વાર લોહનું, હતું ઉઘાડું; એક પાસ ત્રણે, છુપાઈ ઊભા, જુએ તમાસો; દિવ્ય પુરૂષ દસ, બાર, કામિની ચાર, અન્ય અગિયાર, સાગ્રિતો, રાગ તાલ સ્વર, જંત્ર વિણામાં, રૂડી રીતે, ગાઈ ઉતારે, નૃત્ય કરે ગતિ, થનગન થનગન, એક તાન થઈ, દેહ ભાન ભુલિ, વાદ્ય કરે ધરિ, ફુન ફુન ફુન ફુન, ફુન ફુન ફુન ફુન, કરે શબ્દ *સારાંગી બજો, ધરે પાય ભૂપર ક્રમથી ગતિ,—ઠમક ઠમક ઘમ,-કાર થાય ઘૂઘરી શબ્દ જ્યમ, છનન નનન, કટિ,- કાંચિ ખણ ખણે. ખનનનનન, મુખ,-તાન આપતી, તનનનનન, એક,-તાલ સર્વનો, ચેત થકી કરે, પડે મૃદંગે, ધનનનનન, ઝણ,-કાર ઝાંઝનો, ઝનનનનન, થેઈ,-કાર થાય ત્યાં, થનનનનન, એમ,-જોઈ રહ્યા હરિ,-રામ, ભૂલિ નિજ, ઠામ રહ્યા કલાક એક લગિ; કોણ હશે આ, લોક એમ મન, વિષે વિમાસે; ધરૂં ધીર, નથિ, યક્ષ રાક્ષસો, ક્રૂર ભૂત વેતાલ નથી દા,-નવો એમ દૃઢ ધારી હિમ્મત, આગળ જૈને, 'જય જય જય મહારાજ! રાજ ગુરૂ આજ, આપને, દે છે આશિષ;' આ સુણતાં તતકાળ સ્તબ્ધ થઈ, ગઈ, સરવ મંડળી, શક્યા નહિ કળી, કોણ આ, આવ્યો આ સ્થળ, રાત્રિ વિષે અતિ, દુર્ગમ વાટે, એમ વિચારી, વદ્યા, 'કોણ માનવી! કેમ

---

*સારાંગી—સારા અંગવાળી સ્ત્રી. †કેડમાં પેહેરવાનું એક ભુષણ.

આ સમે, આવિયો અહીં, રહે જ્યાં સહીં, વ્યાઘ્ર ને સર્પ,!'
સુણી ઋષિ વદ્યા, અમો શું બ્રહ્મ, પડ્યો દુખ મૂખ માંહિ
ક્યમ કરૂં, રખડું વન વિષે, ન જ્યાં જન દિસે, સુણીને શબ્દ,
ગાન વાદ્યનો, હરિણ સમ, વિષય લોભી, નવ, ગણ્યું પ્રાણ
સં,–ઝટ ઝટ આ સ્થળ, આવિ, ઉભો ઘડિવાર, જોઈ મુખ સાર,
દેવ સમ કાંતિ, ધરિ મન શાંતિ, કરી દુર ભ્રાંતિ, રાખિ હિમ્મત,
પડિ આગળ દીધો, આશીર્વાદ, હવે મહારાજ, કૃપા કરિ, કહો
મને આ, મંડળ કો દે,–વનું, ભાગ્ય મુજ ઘણું, થયા મુજ,
પાતકિને પણ, પવિત્ર દર્શન, આજ; સુણી પછિ, વદ્યો એક
જન,– બ્રહ્મ! તમારૂ નામ, ઠામ પણ કહો, જતા'તા ક્યહાં, અને
શી રિતે, તજી નિજ માર્ગ, ઉજાડે ચઢ્યા, રાત આથડ્યા,
આવિ અહિ પડ્યા? સુણી ઋષિ કહે, નામ મહારાજ! મા-
હરૂં, હરીરામછે, વસું, વલ્લભીશે'ર, થયો ત્યાં કે'ર, પુત્રિ મંત્રિની,
ગુણી ગુણવતી, સુકોમળ સતી, પતી જેહનો, ચતુર ગુણચંદ્ર,
અવંતી પતી,–તણા મંત્રિનો, પુત્ર શુભ છતાં, વલ્લભીપતી, દુષ્ટ
બનિ અતી, ચહ્યો પરણવા, નાશ નિજ થવા, રાજ્યનો; ધરી
ચોકિ પર,–ધાન ઘેર, નવ, ધાન્ય પેર કોઈ, ખાય, અતી અ-
મુઝાય, થાય ક્યમ હવે, એમ કરિ મને, તેડિને પાસ, કહ્યું ઝટ
જાઓ, અવંતીદેશ, ખબર સહુ કરો, જઈ મંત્રિને, એમ સુણિ
તરત, સાંઢ્ય પર સ્વાર, થઈ નીકળ્યો, મારગે પળ્યો; રાત
એક ઠામ, બગિર વિશ્રામ,–કર્યો, ઘનઘોર,–થયું પછિ ચોર,
આવિ લૂટીને, બાંધીનેમને,મૂકી અહિં બા'ર,પાસ ડુંગરની,છોડી
ગયા, રહ્યો તે થકી, ભટક્યો અહીં, માર્ગ નવ જડ્યો, ઘણું

આથડયો; પરંતુ પછી, દૈવ યોગથી, ગુફા માર્ગથી, પેસિ આ ઠામ, આવિયો અહીં, વાત મુજ કહી; કહો મહારાજ! આપ કોણ! જીજ્ઞાસા મન, મને ઘણી; સુણિ, વાત આ રિતે, થઈ સર્વ આ,-તુર, કોઇ ચકચૂર, ક્રોધમાં, ચિંતાતુર થઇ, કોઇ, બોલિયા, ત્રઋષિ! પછી ગુણવતી તણું ક્યમ થયું? કહો ઝટ કદી, ખબર હોય તો; થજો નિઃશંક, અમે નથિ દેવ, અવંતી તણા, રાજ્ય મંત્રિના, અમે સહુ, છીયે સેવક; કારણ કાંઈ એકથી, રહ્યા ગુણચંદ્ર, આવિ આ ઠામ, હાલછે, નિદ્રાવશ પણ, બોલો હે ભૂ,-દેવ! ક્યહાં ગુણવતી! વાક્ય સાં,-ભળતાં આ'વું, આનંદી મન, થઈ અતીશય, બોલ્યા ભટ હરિ,-રામ, હરીની, કૃપા થકી તે, દૈવ યોગથી, ઘેર થકી ના,-ઠી'તી જાવા, પતી તણે નિજ,-ઘેર; થઈ પણ, પેર ઉલટી, બાઘ્ર ચોરથી, રહી રખડતી. અહીં આવિ તે, અકસ્માત મળિ, મને, તેડિને કને ધિરજ મેં દીધ, સાથ પછિ લીધ, એમ મુખ, બોલ બોલતાં, ઝટ એક નરે, થયો ખડો જઈ, ઊંઘ થકી ગુણચંદ્ર જગાડી, વાત કહી હરિરામ ભટની; સાંભળતાં ગુણચંદ્ર આવિને, ઝટ ઓળખિને, હરીરામને, વાતચીત કરિ, વદ્યો, 'અરે! ગુણવતી, મૂર્તિ શાંતિની, દશા તાહરી, આ'વિ ક્યમ, કરી હરીએ; પણ આ એક જ,-નાવ અજાયબ, ખરેખરો છે;' હરીરામ પણ, મંત્રિ પુત્રને, પૂર્ણ પિછાણી, ચાર પુરૂષને, સાથ લઇને, કરી કાકડા, હાથ ધરીને, ચાલ્યા ચોંપે, આગળ જઇ હરિ,-રામ કહે આ, ઠામ, વિરામો તમે, કેમકે, બાળક બાળા, ગભરાશે ઘણિ, પ્રથમ જાગિ ઊં,-ઘથી, દેખિ તમ દેહ, એમ કહિ ગયા, જ્યહાં ગુણવતી, ઊંઘતી હતી, પાસ જઈ કહે, બે'ન

ગુણવતી, જાગિ જો રતી, ભાગ્યની રતી, થઈ છે છતી, બતાવું પતી,-તાહરો. સુણતાંમાં આ, બોલ, ઝબકિ ઝટ, બેઠી થઈને, કહે અરે હરિ,-રામ ! જઈશું ક્યહાં, ચલાશે કેમ દુખે મુજ દેહ; 'બે'ન થા, સાવધ સહુ તજ, ફિકર,' કહે હરિરામ, દુઃખ તુજ, હરિ લેશે ઘન શ્યામ ઈ૦. ૩૬

## શાર્દૂલ વિક્રિડિત.

થાથા સાવધ, બાળકી! દુખ તણી દોરી તુટી અધથી,
શાંતીનો રવિ ઊગશે ઝટ હવે, છે પાસ તા'રો પતી;
'મિથ્યા ધીરજ આપવા નવ વદો વાણી, પુરાણી, જરી,'
શા'ણી એમ જણાવિ શાંત, મનમાં શોકાગ્નિ ભારે ભારી. ૩૭
બોલ્યા ત્યાં હરિરામ, આમ દુહિતા, જો! જો! ગુફાની ભણી,-
રાખીને વિશવાસ ખાસ મનમાં, દેખાડું તા'રો ધણી;
આવ્યા સેવક ચાર એમ વદતાં, પાયે પડ્યા પાસ જૈ,
ઊઠાડી ગુણવંતિ બાળિ ગ્રહિને હાથે, અતી આશ દૈ. ૩૮
ભ્રાંતીથી અતિ બાળ ચિત્ત ભડકી, આશ્ચર્ય પામી ઘણું,
આતે કેવિ નવાઇ! સ્વપ્ન સરખૂં, ભાસે મને, શૂં ભણું!
આ મા'રા હરિરામ અન્ય પણ આ છે ચાર તે કોણછે?
આવ્યા સેવક રૂપ ધારિ હમણાં વિશ્વેશ જાણે પછે. ૩૯
એવા સંશય ધારતી મન વિષે, બાળા ગુફામાં ગઈ;
દેખી સૂર્ય સમાન તેજ વનિતા, સાશ્ચર્ય ઝાંખી થઈ;
આ શૂં ડુંગર કોરિને ઘર કર્યૂં, રૂપે બન્યું, રાજતું!
રે'વાનૂં વન મધ્ય શાંત થઇને, શાણે નથી છાજતું! ૪૦
ચોપાસેથિ સુગંધ પૂર પસર્યા, શી રોશની શોભતી!

આ'વું આ ઘર દેખિ થાય વનમાં, ના ગમ કો'ની મતી !
સ્તંભો રત્ન જડીતછે સ્ફટિકના, કે તેજનાં બિંબછે,
દીવા આ અગણીત કે ઘુમટમાં, આકાશિ નક્ષત્ર છે ? ૪૧
ભીંતો આરસ પા'ણની, નહિ નહી, કાચે કરીછે કરી,
જાગૂં કે હજિ સ્વપ્ન, તે ન પરખૂં, ભ્રાંતી મનેછે ભરી;
રૂડાં સ્વર્ણ કમાડથી સનમુખે છે બંધ બે ઓરડા,
પાંખો જો નહિ હોય આ ગરૂડની, તો એહ પંખાવડા. ૪૨
જોવાને રમણીકતા ગુણવતી ચા'તી હતી તે સમે,
આવ્યો ત્યાં ગુણચંદ્ર દાદર ચઢી, નીચેથિ ઉલ્લાસમે;
બોલાવ્યા હરિરામને, મનવિષે આશ્ચર્ય પામી ઘણું,
પ્યારીના ભણિ નેહથી નિરખિને બોલ્યો કશૂં ના ક્ષણું. ૪૩
તે વારે હરિરામ મામ તજિને બોલ્યા, સુણો રાજવી !
દૈવે કેવિ કૃપા અમો ઉપર આ વેળે જુઓ દાખવી !!
ડૂબ્યા'તા દુખ-બ્ધિમાં, પણ પછી દેખાડિ આ ઠામને,
મા'રૂ ને ગુણવંતિનૂંજ સહસા તેણે કર્યૂં કામને. ૪૪
ક્યાંથી આ વનમાં તમે! ઘર રૂડૂં આ ઇંદ્રના મે'લ શું,—
કોણે વિંધ્યવિષે હશે નિરમિયું! જાણી શકૂં ના કશું;
ડાહ્યો માણસ આ અચાનક સુણી, દેખી પછી દૃષ્ટિથી,
વાહ્યો જાય જરૂર, મંત્રિ સુત! જે છૂટ્યો મહા કષ્ટથી. ૪૫
બોલ્યો ત્યાં ગુણચંદ્ર, જાણિ ભટજી! સર્વે તમારી કથા,
ધારે દૈવ બને સદૈવ ત્યમ તે, એમાં ન માનો વૃથા;
મૂકવા દુખ-વારિના વમળથી ચુકૂં ન હું *ચંદને,

* મોતીચંદ-ગુણવતિનો બાપ.

કિંતૂ *આપદ પામિ હૂં પણ રહ્યો ધારી ગતી મંદને. ૪૬
રાજા ઉજ્જનનો સુવીરેશ્વરમા ધર્માર્થમાં પૂર છે,
તેનાએ પણ શત્રૂ તે થળ વિષે દીસે ઘણા ક્રૂરછે,
તેઓએ નૃપને ભમાવિ મુજશૂ બંધાવિને વેરને,
કીધો'તો પરપંચ પ્રાણ હરવા મારો ધરી ઝેરને. ૪૭
તેમાંથી સદભાગ્યથી બચિ ગયો સંતાઇને આ સ્થળે,
બેઠો છૂં બળવાન તોય હમણાં, કો'નીકળું શી કળે!
માટે એ દિન થાક આઇ ભટજી! જાણો અવંતી તમે,
રાજા સાહ્ય જરૂર ધર્મિ કરશે, સંતાપ જેથી શમે. ૪૮
રાત્રી શેષ રહીછ થોડિ, ભટજી, થાકેલ માટે તમે,
વીરામો પળવાર, ભાર અમનો ઓછો કરો આ સમે;
ભારેછે ઉપકાર, મંત્રિ બચશે, તે તો તમારા વડે,
એવૂં બોલિ દિવાનખાનું તજિને માંહે ગયો ઓરડે. ૪૯
સૂતા ગાદિ કરી પુરાણિ વિરમ્યા નિદ્રા ભરી નેત્રમાં,
સ્વામી સાથ ગઈ પછી ગુણવતી એ શાંતિના ક્ષેત્રમાં;
ભેટ્યો ભાવ થકી પતી; ગુણવતી! ભારે પડી આપદા!
પ્યારી ધીરજ રાખજે મન વિષે સર્વે જશે થૈ અદા. ૫૦
દીસેછે તુજ ગાત્ર આ શિથિલ શે! શૂં શૂં થયૂં વાટમાં!
કેવૂં કષ્ટ પડ્યૂં કહે મુજ કને, રે'તી ન ઉચ્ચાટમાં;
આજે દેખિ તને પ્રિયા હરખમાં ગાંડો ગયો છૂં બની,
શોચેછે ચતુરા તુ કેમ હમણાં, તૂં છે હવે શા વની? ૫૧
બોલી સુંદરિ, સર્વે શોક શમિયો, પામી તમોને પતી,

* આપદા.—આ—પદ(સ્થિતિ)

આશા આ વનમાંહિ પ્રાણપતિને જોવા મને ના હતી;
માનૂંછું દુખ અંત, કંથ! બનવા આ શુકન રૂડા થયા,
અંતે આપ વિતી કહી વરણવી બન્ને [1]હરીની દયા. ૫૨
આકાશી કદિ ચંદ્ર અમૃત ઝરે, તેણે ન શાંતી કરી,
[2]કિંતૂ આ ગુણચંદ્ર ચંદ્ર વદને શાંતી ભલી છે ભારી;
[3]પેલો છે જડ સ્વામિ [4]સાત વિસનો, ચૈતન્ય [5]આ [6]એકનો,
એમાં અંતર સ્વામિ! પેખું સમજો [7]ચાળીસ હજ્જારનો. ૫૩

## છપ્પા.

એ રીતે ગઇ રાત, વાતમાં સઘળી વીતી,
પૂરો થતાં પ્રભાત, ઉઠ્યાં દંપતિ ધરિ પ્રીતિ;
શૌચાદિક આચરી, સ્નાન કરિ હરિ સંભાર્યા,
હરિભટ ત્યાં તતએવ, આવિ ઊભા પર ભાર્યા;
મહારાજ! સ્નાન સંધ્યા કરી, પ્રથમ જમો પરિબ્રહ્મશા,
દ્વિજવર કેરી આશીષથી, ઝટ મટશે [8]રાહૂ-દશા. ૫૪
એમ કહી ગુણચંદ્ર, પુરાણીને સંતોષી,
[9]પરિજનને દઇ અન્ન, જમ્યો પોતે નિર્દોષી;
ગુણવતિ કેરી સાથ, મિષ્ટતા ભાસિ વધારે,
સુપતિ વણ કુણ સ્વાદ, કહો સંસારિ સુધારે;
પછિ પુરાણિને આનંદથી, બાગ બતાવ્યો માંહલો,
સ્વાભાવિક સર તેમાં ભલું, જે મધ્યે એક બંગલો. ૫૫

---

૧ પરમેશ્વર—હરીભટ. ૨ પણ. ૩ ચંદ્રમા. ૪ સત્તાવીસ નક્ષત્ર. ૫ ગુણચંદ્ર. ૬ એક સ્ત્રીનો સ્વામી. ૭ યોજન. ૮ કેદખાનું. ૯ પોષ્ય વર્ગ.

કેવળ કાચ બિલોર થકી નિર્માણ કરેલો,
લીલો, પીળો, શ્યામ, નીલ મહિં રંગ ભરેલો;
ફરવા, કરવા સેલ, પૂલ, હોડી, પણ જેમાં,
સુખ સાધનમાં મણા નહીં રાખેલી તેમાં;
એક સેર વહી પર્વત થકી, સરવરમાં રહિ સંચરે,
પછિ જાય બિજા પર્વત લગી, પાણી પા'ડ વિષે ભરે. ૫૬

એ શોભા જોઇને, થયા ભટ વિસ્મય ભારે,
ઉચર્યા, કે ગુણચંદ્ર ! કર્યું આ કુણ કરનારે ?
પ્રાચિન સરખું કામ, ઠામ આપણ છે તેવું,
જાણું નહિ મન મંત્રિ ! ઇંદ્રપુર આથી કેવું;
શી વૃક્ષ વેલિ રળિઆમણી, ચોપાસ ઉંચા શા પર્વતો ?
નહિ મનુજ, દનુજ, પશુ, રાક્ષસો, પિશાચનો લાગે પતો. ૫૭

મંત્રી સુત તવ કહે, પુરાણી કા'ણિ સુણી છે,
યયાતિએ આ ઠામ, રચી લીલા માણીછે;
કૃત યુગનું એ કામ, નામ ન બને માનવથી,
જ્યાં નહિ વર્ષા, વાયુ, શીત, અગ્ની, ભય મનથી;
નહિ અન્ન તણી પણ આપદા, મન-વાંછિત ફુલ ફળ મળે;
જ્યાં વૃક્ષ છાલ કોમળ ઘણી, જોઇ કોઇ *દૂકુલ ન લે. ૫૮

એવી રીત વિનોદ થકી દિન એક રહીને,
થયા ભટજિ તૈયાર જવા ઉજ્જેણ ફરીને;
આપિ ભોમિયો એક પુરાણી વિદાય કરતાં,
ગુણવતિ આવી કહે, વિપ્ર કરજો સત્વરતા;

* રેશમી ચીર.

કે' ભટજી રે'જે પતિ કને, ભાગ્ય તારૂં તો છે વડું,
તુજ માત પિતાની ખબર હું, લેઇ આવતાં નહિ ખડું. ૫૯

કહે પછી ગુણચંદ્ર, પુરાણી દુઃખ ન સે'શો.
મળે કોઇ મારગે, ઠામ આ કહિ નવ દેશો;
દામ ભાતુ ઠિકઠાક કરી સંભાળી લેજો,
મુજ હયાતિની વાત, તાત મા'રાને કે'જો;
પણ બીજો કોઇ જાણે નહીં, એ રીતે કરિ વર્તજો,
પાછા વળતાં અહિં આવજો, આ રસ્તો રહે સર્તજો. ૬૦

દોહરો

પળ્યા પુરાણી પંથમાં, સમરી નરહરિ નામ;
વિચારતા મન વારતા, વીતી જેહ તમામ. ૬૧

---

# અધ્યાય ૭ મો.

ચોપાઈ.

લાલભાઈ પછિ બોલ્યાવાણ, સાંભળજો કવિ ચતુરસુજાણ;
ગુફા—ગૃહે આવ્યો ગુણચંદ, રહ્યો ત્યહાં ભોગવિ સુખવૃંદ. ૧
પણ કારણ પુરૂં નવ કહ્યું, શાથિ વેર નૃપ સાથે થયું;
શી શીખામણ નૃપને દીધ, શત્રુએ, તે કરો પ્રસિદ્ધ. ૨
શી રીતે નાસી નીકળ્યો, ઠામ કેમ કોઇએ નવ કળ્યો;
કોણે *સદન બતાવ્યું સાર, એ માને કોનો ઉપકાર. ૩

---

* ઘર.

એ સઘળું વિસ્તારી કહો, ચાહે તો દિન ચાળિસ રહો;
ચાખી કાવ્યામૃતનો સ્વાદ, કરિશું હરનિશ તમને યાદ. ૪

**વસંતતિલકા.**

આ પ્રશ્ન સાંભળિ કવી અતિ હર્ષ પામી,
બોલ્યા સરસ્વતિ તણે [1]પદ શીર નામી;
ઉજ્જેણમાં નૃપતિ છે, શુભ વીરવર્મા,
શોભે સભા નૃપનિ જેમ ભલી [2]સુધર્મા. ૫
તે વિક્રમાધિપતિ-વંશજ પુણ્ય-શાળી,
જેણે કઈંક જનનાં દિધ કષ્ટ ટાળી;
રાણી કરી ખટ ન પુત્ર પરંતુ જાયો,
તેથી કરી નૃપ ઘણું મનમાં દુખાયો. ૬
કીધાં કઈંક વ્રત, દાન ઘણાંક દીધાં,
તીર્થે જઈ [3]વિમળ તીરથ પાન પીધાં;
વિપ્રોનિ પાસ જપ જાપ ઘણા કરાવ્યા,
[4]પ્રારબ્ધ સંચિત અનુગ્રહ કૈં મુકાવ્યા. ૭
વંચાવિ જોઈ બધિ [5]કર્મ-વિપાક પોથી,
ક્યાંહી જડ્યો ન સુત, જોયું સમગ્ર ગોથી;
[6]પુત્રેષ્ટિ યાગ બલિ રીત પુરો કરાવ્યો,
પેટે સુપુત્ર પટરાણી તણે ન આવ્યો. ૮
અંતે વિચારિ હરિનું કરવું નરેશ,

---

૧ચરણ. ૨ઇંદ્રની સભા. ૩નિર્મળ. ૪ કરવા માંડેલી ક્રિયા. ૫ પૂર્વ જન્મનાં કૃત કર્મ તથા તેના વિપાક જાણવાનો એક ગ્રંથ. ૬ એક જાતનો યજ્ઞ.

થાકી રહ્યો સુતનિ લાલચ છોડિ લેશ;
જાતે દિને [1]મહિષિયે પછિ પુત્ર જાયો,
રાજા તણે સદન હર્ષ ન જાય માપો. ૯
ઉજ્જેણ રાજ્ય કરતા સુણિ થંભ ઊભો,
[2]ભૂમીશ-ભ્રાત મન દુર્જનસિંહ દૂભ્યો;
રાજા મુએથિ મુજ હાથ થવાનિ ગાદી,
એ આશ ભૂપ-ભઇની પડિ હાલમાંદી. ૧૦
દુષ્ટે વિચાર્યું નૃપ-સૂત વિનાશ થાવા,
[3]ભૂપાધિપત્ય નિજ હાથ વિષે કમાવા;
રાખે [4]રમાપતિ જ્યહાં લગિ માનવીને,
કો' શો કરાય નર ! હુજાર [5]માન-વીને ? ૧૧
ચાલ્યૂં ન કાંઇ [6]અપકાર ચહ્યો ઘણેરો,
જોતાં થયો નૃપતિ બાળક [7]બાર કેરો;
વિદ્યા ભણ્યો વિવિધ કાવ્ય રસાળ કોડે,
તોયે ન હામ હજિ દુર્જનસિંહ છોડે. ૧૨
રાજાનિ સાથ મળિને બહુ હેત દાખે,
પોતા તણા હૃદયમાં પણ પાળિ રાખે;
બોલાવિ બાળ-નપ નામ થકી સુવર્મા,
કાકો હસે ઉપરથી, દિલ દુષ્ટ-કર્મા. ૧૩
ચાહે કઇંક પરપંચ ન લાગ ફાવે,
જાએ ઉજાણિ લઇને પણ ઘેર આવે;

---

૧ પટરાણી. ૨ રાજાનો ભાઈ. ૩ રાજ્યપદ. ૪ વિષ્ણુ.
૫ માન વગરનાએ. ૬ભૂંડું. ૭ બારવર્ષનો.

રાજાનિ સાથ મળતો રહિ મૂળ કાપું,
એવું ચહે પણ ચુકે નવ તેનું દાપું. ૧૪
વીત્યા દિનો [1]અનઘ માઘ પછીથિ આવ્યો,
પો'ચ્યો વસંત ઋતુનો જગમાં વધાવો;
રૂડી ચતુર્દશિ તણૂં શિવરાત્રિ કેરૂં,
[2]ઉત્કૃષ્ટ વૃત્ત કરવા નૃપ ચિત્ત ધાર્યું. ૧૫
દા'ડો ઘડીક ત્રણ ચાર રહ્યો પછાડી,
જાવા બહાર નૃપ-સૂત થયો અગાડી;
થોડી સવારિ લઇને નદિ પાર ચાલ્યો,
યોગી તણી મઢિ વિષે રુચિ રાખિ મા'લ્યો. ૧૬
છે બાગ સુંદર ત્યહાં, વન ઝાડિ વાળું,
પ્રાચીન દે'રુ શિવજી તણું છે રુપાળું;
બાવો રહેછ અબધૂત [3]જટા-વિશાળ,
માગી ખાઇ નગરમાં, પડિ રે' ત્રિકાળ. ૧૭
ધૂણી ધિકે દિવસ રાત્રિ મઢી સમીપ,
છે વાવ જૂનિ બહુ પ્રાચિન એક [4]નીપ;
તે'વાર હોય તવ દર્શન લોક જાય,
કોઇ ઉજાણિ કરિ મેળવવા મઝાય. ૧૮
સૂર્યાસ્તથી પ્રથમ લોક વળેછ પાછા,
બી' વાઘ, ચોર, ડરથી જન જેહ કાચા;
આ પાર સિદ્ધવડ ભૈરવનાથ સામા,
તેની કરે કથનિ વૈમ ભરેલી [5]વામા. ૧૯

---

[1]પવિત્ર. [2] ઉત્તમ. [3]મોટી જટાવાળો. [4]કદંબનું વૃક્ષ. [5] સ્ત્રી.

એ સ્થાનમાં નૃપતિનો સુત સંચરીને,
બેઠો હતો પ્રથમ બાગ વિષે ફરીને;
એ વાતને કપટિ દુર્જનસિંહ જાણી,
બોલ્યો વિચારિ નિજ માણસ પાસ આણી. ૨૦
જાઓ અહીંથી જણ બે હમણાં ત્વરાથી,
રોકો ત્યહાં નૃપ તનૂજ કશી કળાથી;
હૂં મોકલુંછું પછિ ચાળિસ સ્વાર પૂઠે,
તે થૈ લુટારૂ તમને બળિ રીત લૂટે. ૨૧
થાજો તમે કપટથી નૃપ પક્ષ કેરા,
ધાજો જ્યહાં મન ગમે ફરિ ખૂબ ફેરા;
સંગ્રામ એમ બનતાં, [1]તમ વ્યાપતાંમાં,
રોજો ઘણુંક નૃપ-સૂત મરી જતાંમાં. ૨૨
દેજો પછી ખબરે ઝટ તમો અમોને,
'ચોરે કર્યા છ બહુ કે'ર,' લુટ્યા તમોને;
એ રીત કાર્ય બનશે, મળશે ઈનામ,
શોકે કરી નૃપ જશે પછિથી [2]સ્વધામ. ૨૩
ગાદીપતી થઇશ, કામ તમારૂં થાશે,
આજે કર્યાનું ફળ તે પછિ સૌ જણાશે;
આ વાણિ સાંભળિ અને નર દુષ્ટ ધાયા,
રાજા તણા [3]તનુજ પાસ જઈ ભરાયા. ૨૪
દેખાડિ ગમ્મત કશી, સુત હેળવીને,
અંધારૂ કીધ મળવા ફળ વેરવીને;

---

૧ અંધારૂં. ૨ મરી જશે. ૩ પુત્ર.

કીધા વિદાય પછિ દુર્જનસિંહ ભ્રાતે,
ચાળીસ સ્વાર પલટી નિજ વેશ રાતે. ૨૫
છે દૈવની કૃતિ જુઓ અદભૂત કેવી,
ધાર્યૂં કરે પલકમાં ધુળધાણિ એવી;
રાતે [1]પ્રધાન-સુત સ્વાર થઇ જતો'તો,
દેવાલયેથિ ફરિને ઘર આવતો'તો. ૨૬
તેણે દિઠા નગર બા'ર સવાર જાતા,
ઘોડા કુદાવિ નદિની દિશ દોડતા'તા;
પો'ચ્યો પછાડિ [2]કળવા કુણ કુણ એ છે,
રાતે ક્યહાં રખડતા જઇ શૂં જુએ છે. ૨૭
બે ચાર બૂમ કરિ, કોઈ ખડૂં રહ્યૂં ના,
કોણે ન નામ ત્યમ કામ કશૂં કહ્યૂં ના;
ક્ષિપ્રા લગી જઈ પછી મન શંક ધારી,
મૂક્યો વિચારિ નગરી ભણિ અશ્વ મારી. ૨૮
વે'લો ગયો ઘર, લિધા કંઈ સ્વાર સાથે,
પાછો ફર્યો ઝડપથી ભરિ બાણ ભાથે;
ક્ષિપ્રા તણા તટવિષે જઇ આધું ભાળ્યું,
પાણી વહે ઉછળવાથિ તરંગ વાળું. ૨૯
વાયૂ હતો [3]પ્રબળ શબ્દ ન કાન લાગે,
નામર્દ દર્દ ધરિ થૈ ભયભીત ભાગે;
બોલ્યા નદી ઉતરિને ચઢિ ભેખડોને,
જાવૂં ક્યહાંજિ, ગુણચંદ્ર કહો અમોને. ૩૦

---

૧ ગુણચંદ્ર. ૨ સમજવા-જાણવા. ૩ જબરો.

એવે મઢી તરફથી પડિ બૂમ કાને,
સર્વે લિધા તરફ તે સમજાવિ સાને;
બોલ્યો પછીથિ ગુણચંદ્ર, કહે સખાઓ!
કાંઈક છે હુલડ ત્યાં, ધરિ ધીર ધાઓ. ૩૧
ચાલ્યા સવાર સઘળા મઢિ પાસ આવ્યા,
દોડો, રહો, ખબરદાર, વદી ડરાવ્યા;
જાએ ન કોઇ નિકળી, પકડો બધાને,
માને ન તો બરછિનો ઝટ મારિ ઘાને. ૩૨
દેખી લુંટારૂં, ગુણચંદ્ર તણા સવાર,
ભાગ્યા ભયેથિ જવ લેશ લગાડિ વાર;
અર્ધા કંઈક પકડી, જકડી કરેથી,
ઊભા કર્યા, દુર ધર્યા, રણ મોખરેથી. ૩૩
*ભૂપાત્મજાત મઢિ આગળ ધ્રુજતો'તો,
દેખી અને વજિર સૂત ત્વરાથિ પો'ત્યો;
પૂછયૂં અરે નૃપતિ! આ ક્યમ છે સુવર્મા!
શૂં આ બધૂં હુલડ! કોણ હતા ન-શર્મા?
તે કે', હતા જન લુંટારૂ, ન જાણું તેને,
માર્યા સવાર મુજ લાયક વીર બેને;
આવ્યા મને પકડવા તવ ભાગિ છૂટ્યો,
તૂં હોત ના, તવ હતો મુજ કાળ ખૂટ્યો. ૩૫
આ વાત થાય અહિયાં નૃપ-સૂત પાસે,
બીજા સવાર સહુ સાવધ આસપાસે;

* રાજાનો પુત્ર (સુવર્મા).

ચોરો ગયા ચડપ દુર્જનસિંહ વાસે,
ધારેલું પાર પડવા મન જે વિમાસે. ૩૬
ચોરે જઈ કહિ હકીકત સૌ ગણીને,
પામ્યો ૧વિષાદ ૨વિષની વિષયા સુણીને;
ડૂબ્યો જરાક દિલગીરિ તણા દધીમાં,
હાર્યો ન દુષ્ટજન હિમ્મત ત્યાં સુધીમાં. ૩૭
કીધો ઠરાવ મનમાં ઝટ ઉઠિ ચાલ્યો,
અસ્વાર સાથ સઘળો કરિ મંત્ર મા'લ્યો;
રાજા તણા ભવનમાં ઉપડ્યો જવાને,
રાજા હતો સહ પુરાણિ દિવાન-ખાને. ૩૮
વાંચેછ ભાગવત પંચમ રામનાથ,
અધ્યાય ઓગણિસમો મન રાખિ હાથ;
પૃથ્વી તણો પરિધ, મંડળ મેરૂ કેરૂ,
સૂર્યાદિ સંક્રમણ તેમ બીજૂં ઘણેરૂ. ૩૯
પૂછેછ રાય પરિપ્રશ્ન, પુરાણિ બાવા!
છે એક સંશય ચહું તમને સુણાવા;
થાતાં *મુહૂર્ત્ત રવિનો રથ આઠસો ને—

---

૧ખેદ. ૨ વિષની વિષયા.—એક રાજાએ કોઈને વિષ દેવાનો હુકમ કર્યો. ત્યારે તેના બદલામાં રાજાની છોડી વિષયા હતી તે દીધી-પરણાવી. ( પુરાણમાં કથા છે ).

*एवंमुहूर्त्तेन चतुस्त्रिंशल्लक्षयोजनान्यष्टशताधिकानिसौरोरथस्त्रयीमयोसौचतसृषुपरिवर्त्ततेपुरीषु॥१३॥ २९ वनव

એત્રિસ લાખ લગિ યોજન જાય જોને. ૪૦
તો [1]કોટિ સાર્ધ નવ યોજન લાખ એક,
આતે રવી દિવસ રાત્રી મળીજ છેક;
એ વાત તો ગણિતથી નથિ સિદ્ધ થાતી,
તો મૂલ વ્યાસ તણિ કેમ નથી લખાતી? ૪૧
બોલ્યા સુણી તવ પુરાણિ પ્રવીણ વાણી,
રાજાજિ પ્રશ્ન બહુ વાર લગી વખાણી;
મા'રાજ! વ્યાસ તણિ વાણિ વિચિત્ર દીસે,
એનું કથામૃત નરો વિરલાજ પીશે. ૪૨
પોતે પ્રવિણ પણ જ્યોતિષમાં મનાતા,
સિદ્ધાંત સિદ્ધ ઋષિ વ્યાસજિના ગણાતા;
શાસ્ત્રો વિષે ગણિતની ગતિ સૂક્ષ્મ જાણો,
શું માનવી સમજશે કદિ હોય શાણો. ૪૩
વારૂં પુરાણિ, પણ પ્રશ્ન બિજો કરૂં છું,
વાણી તમારિ પછિથી મનમાં ધરૂં છું;
મેરૂ તજી ન રવિ જાય, ફરે સદાય,
[1]યામ્યોત્તરાયણ તણા રવિ કેમ થાય? ૪૪
કે' [2]રામનાથ, નૃપતે! ઠિક પ્રશ્ન બોલ્યો,
એવે સુણો [3]મહિપ! દુર્જનસિંહ બોલ્યો;

---

कोटयएकपंचाशल्लक्षाणिचयोजनानांमानसोत्तरगिरिप्रवर्त्तनस्योपादिशंति ૪૦. (ભાગવત)

૧ દક્ષિણાયન અને ઉત્તરાયણ. ૨ પુરાણી રાજાનો કથા વાંચનાર. ૩ રાજા.

છે આપણો કુંવર યોગિ તણી મઢીમાં,
તે કોક દુષ્ટ નર કેરિ ચઢ્યો હડીમાં. ૪૫
મેં મોકલ્યાં મનુષ્ય રક્ષણ તેનું થાવા,
હૂં થૈ તયાર હમણાં નિકળ્યો છું જાવા;
છે દુષ્ટ લોક તહિં પચ્ચિસ ત્રીસ પૂરા,
આજ્ઞા દિયો નૃપતિ તો, હણું દુષ્ટ શૂરા. ૪૬
આ સાંભળી નૃપ કુદ્યો ચમકી [૧]ધરાથી,
વૈરાગ્ય ભક્તિ વિસર્યો મનથી ત્વરાથી;
ભૂલી ગયો 'જગતની બધિ ખોટિ જાળ,'
'મા'રૂં તમારૂં' થયું દાખલ હાલ હાલ. ૪૭
[૨]જ્ઞાનાબ્ધિ ભાગવત જ્ઞાનનું પાણિ ઊડ્યું,
સંસાર-સ્નેહ-દરિયા મહિં ચિત્ત બૂડ્યું;
"હે! શૂં કહેછ ! હજિ સૂધિ નથી સુવર્મા—
આવ્યો ! હું જાણું કંઈ ખેલ કરેછ ઘરમાં. ૪૮
જા, ઝટ જા, ઝડપ, દુર્જનસિંહ દોડ,
દુષ્ટો તણાં શિર ફડોફડ ફોડિ તોડ;
પૂછીશ ના તું મુજને, મુજ હોય પ્યારો,—
સામેલ દુષ્ટ સહજો, તવ તર્ત મારો. ૪૯
સેનાપતિ કરિ તયાર કરોનિ સાથે,
જો હોય કૈં જરૂર તો ભમશો ન ભ્રાંતે;
દુર્જ—મા'રાજ ! સ્વાર તણિ વા'ર વિદાય કીધી,
પો'ચી હશે ઝડપથી, પણ લાજ લીધી. ૫૦

---

૧ પૃથ્વી. ૨ જ્ઞાનરૂપી દરિયો.

ચિંતા નથી સુત તણો પણ વાળ વાંકો—
થાવા તણી; સકળ શોક ઉપાડિ નાખ્યો;
'હું જાઉછું,' કહિ ગયો નૃપ-ભ્રાત બા'ર,
બીજા સવાર વગના કરિને તયાર. ૫૧
પો'ચ્યો ત્યહાં જલદિથી, તવ [1]આવતા'તા,
સામા મળ્યા નદિનિ પેલિ તટે ખડા'તા;
સંગ્રામ તર્ત શરૂ દુર્જનસિંહ કીધો,
એ ચાર મારિ [2]નર-નાયક, ભોગ લીધો. ૫૨
છોડી દિધા સકળ કેદિ, થયા [3]વધારે,
સંગ્રામ થાવ બલિ ભ્રાત ન કોઇ હારે;
શૂરાં મનુષ્ય ગુણચંદ્ર તણાં ધવાયાં,
એ ચાર તો નદિનિ વેળુ વિષે દટાયાં. ૫૩
નાઠો નિહાળિ નિજ પક્ષ ઘણો મરાયો,
ઝાડી વિષે [4]નૃપતિ-નંદન જૈ ભરાયો;
લીધો પછીથિ ગુણચંદ્ર બનાવિ કેદ,
પામી શક્યા મહિપના સુતનો ન ભેદ. ૫૪
ખોળ્યો ઘણૂંક પણ તે કહિંએ જડ્યો ના,
ભૂમીથિ ત્રાસ ધરિ બાહર નીકળ્યો ના;
આ ગરબડાટ લડવાડ વિષે મરાયો,
એ જાણી [5]દુષ્ટ મનમાં હરખે ભરાયો. ૫૫

૧ ગુણચંદ્ર વગેરે. ૨ મુખ્ય યોદ્ધા. ૩ દુર્જનસિંહના પક્ષમાં છૂટેલા કેદીઓ મળવાથી વધારે થયા. ૪ રાજાનો પુત્ર-સુવર્ગો. ૫ દુર્જનસિંહ.

આવ્યો પછીથિ સઘળું લઇ ભૂપ પાસે,
બાહિર ભેદ જણાવી મનમાં ઉલ્લાસે;
સેનાપતી કબજમાં દઇ સર્વે કેદી,
ત્યાંની હકીકત બધી નૃપને નિવેદી. ૫૬

## મનહરછંદ.

ભાઇની સગાઇ ભૂપ કેરી ત્યાં જણાઇ કેવી,
કરી સરસાઇ કેવી આપની બડાઇની,
સુણો લાલભાઇ! નર દુષ્ટની દુષ્ટાઇ કહું,
કહી તેણે નૃપ પાસે વાત જે લડાઇની;
કહું શું મા'રાજ! ગુણચંદ્ર કેરૂં કાજ, એજ—
શત્રુ સહસાજ, વાત વદું ન વડાઇની,
ધારી તેણે ઊર, કરી ફોજમાં ફિતુર, બાળ—
ગયો જાણિ દૂર, કરી વાત ત્યાં ચડાઇની. ૫૭
શત્રુ કેરી શીખવણી માની મનમાંહે ઘણી,
થવા રાજ્ય કેરો ધણી મનમાં એ ચાહ્યછે;
પ્રબળ છે બાપ તેનો, રાજ્યમાં ન જોડો જેનો,
હોય જાણે *હાથ એનો, એમ સમજાય છે;
લેઇ સ્વાર વીસ ચાર, મઢીમાં કર્યો સંચાર,
પાછળથી થોડી વારે વા'ર ગૈ જણાય છે;
મારી કાઢી વા'ર શું બિચારી કરે બહુ પાસ,
'એકનું ઓસડ બે' જગતમાં મનાય છે. ૫૮
ગયો હું તેવારે મારી હારે તેણે જુદ્ધ કરી,

* મદદ.

મારવાને મને ભારે ભાલા શા ઉછાળ્યા છે!
તીરનો *સમીર ધીર વીરને અધીર કરે,
તીર એવા તાણિ મા'રી ‡તેગમાં અફાળ્યા છે;
કોણ જાણે ક્યાંથી વીણી વીણીને સવાર લાવ્યો,
માર મારી આરપાર જાતા મેં નિહાળ્યા છે;
શૂરવીર તોય હું તે ક્રૂરથી કાયર બન્યો,
રાયની કૃપાથિ પણ અંત પડતાળ્યા છે. ૫૯
બાળની સંભાળ શું હું લેઉં? તે ન ભાળ લાગી,
ઝાળ લાગી કાળજામાં બાળને ન પેખતાં,
બૂમ પાડીને અગાડી ઝાડિમાં ખોળાવ્યો ખૂબ,
વાડી મેં ઉખાડી, દોડી જોયું સર્વ દેખતાં;
ગયો ગભરાઇ, ભાઇ! ધીર ન ધરાઇ પાઇ—
ભાર, અધીરાઈ થઈ બાળક ન લેખતાં;
થયો ઉતપાત, ભ્રાત! વાત શું વિસ્તારી કહું,
બાળકની ઘાત, એમાં નથી મીનમેખ ત્યાં. ૬૦
સાંભળતાં રાયકેરી કાયમાં રેડાયું તેલ,
મહીપર મહીપ પડ્યો ઉચ્ચારી હાય હાય!
સાથે લાગી આવી જાણે §સીમ આ સંસાર કેરી,
પ્રલયના અગનીની કેમ રે! ઓ'લાય લાય;
ધીરજ દેવાને ધીર વીર પણ ધાઇ પડ્યા,
એકદમ આમ શોક કરી ન મરાય રાય!
કોણ કે'છે બાળકનું બેશક મરણ થયું?

---

* વાયુ. ‡ તરવાર. § પ્રલયકાળ.

જડતો નથી તો જાણો વખ્તે *મિથ્યાય થાય. ૬૧
જેમ તેમ કરીને શમાવી રાય-મૂરછાને,
સાવધ થતાંમાં નૃપ ઉઠીયો પોકારીને,
ક્યહાં ગુણચંદ મંદ, પાપનું પ્રચંડ વૃંદ,
જાઓ, એને ઝટ નાખો દુષ્ટને વિદારિને;
બાપ એનો આપના પ્રતાપથી હુલડ કરે,
માટે એને કરો કેદ ધીર કોઈ ધારીને;
ઝટ જાઓ ગુણચંદ્ર જીવતો ન ક્ષણું રહે,
વીંટી આ દેખાડિ કહો સેન અધિકારીને. ૬૨

દોહરા.

જા ઝટ દુર્જન સિંહ તું, શમની કરો તપાસ;
શોકાતુર થઈ નૃપ રહ્યો, છોડી ભોગ વિલાસ. ૬૩
કેદ કરી ગુણચંદ્રને, સૌંપ્યો જેણી વાર;
તે સમયે તેણે કર્યો, મનમાં એક વિચાર. ૬૪
દુર્જન દુર્જનસિંહ છે, સિંહ સમો છે કૂર;
ભરમાવી નૃપ માહરો, લેશે પ્રાણ જરૂર. ૬૫
સેના પતિયે તેહને, પૂછ્યો સહુ વૃત્તાંત;
વિસ્તારી વર્ણન કરી, ભાગી તેની ભ્રાંત. ૬૬
દુર્જનતા દુર્જનતણી, હતિ સહુને જાહેર;
રાજાવણ સહુ જાણતા, છાનું તેનું વેર. ૬૭
સેનાપતિ કહે †ચંદ્રને, શોક ન કરતો લેશ;
જીવ બચાવિશ તાહરો, શું કરશે નર નેશ. ૬૮

---

* પુત્રના મોતની વાત વખતે ખોટીએ પડે! †ગુણચંદ્રને.

પુત્ર મુઓ નથિ રાયનો, ગયો ક્યહિંક સંતાઈ;
જડશે તો તુજ વધ કરી, નૃપ મરશે પસ્તાઈ. ૬૯
માટે ધીરજ રાખજે, દુષ્ટ તણાં ફળ દુષ્ટ;
એક પલક લગિ હરખિને, પાપિ થતા છો પુષ્ટ. ૭૦
એમ કરેછે વાત ત્યાં, આવ્યો એક સિપાઈ;
દેખાડી નૃપ મુદ્રિકા, કહ્યું વચન દુખદાઈ. ૭૧
[1]રાજાજ્ઞા, ગુણચંદ્રની ઘાત કરો તતકાળ;
શત્રુ પક્ષમાં મળિ અને, બન્યોબાળનો કાળ. ૭૨
જો એ મારા હુકમમાં, ફેર પડે લવલેશ;
શિર તેનું કાપીશ હું, આપ્યો હુકમ નરેશ.' ૭૩
એમ કહી જાસુદ ગયો, વદ્યો સેનપતિ વૃદ્ધ;
ધીરજ સંપતિથી થજે, શાણા હવે સમૃદ્ધ. ૭૪
તું કે'તો 'તો તે થયું, પણ સુણ મુજ એક વાત;
ગુપ્ત વેશથી આ સમે, જા અહિંથી ગઉ સાત. ૭૫
ત્યાં એક મા'રો મિત્રછે, વિષ્ણુ રામછે નામ;
પત્રી મા'રી આપજે, કરશે તા'રૂં કામ. ૭૬
ગુપ્ત વાસમાં આવશે, તા'રી સાથે તેહ;
નથિ એને પરવાર ઘર, નથિ સંસારી સ્નેહ. ૭૭
પ્રમાણીક, ધાર્મીકછે, જ્ઞાની ને ગુણવાન;
તુજ માટે તે આપશે, માગિશ તો કદિ પ્રાણ. ૭૮
તુજ સુખ માટે હું કરિશ, વખતે વખત [2]પ્રયાસ;
ગુપ્તપણે પડિ તંગિમાં, દિલ નવ થઇશ ઉદાસ. ૭૯

---

૧ રાજાનો હુકમછે કે— ૨ મેહેનત.

ખબર તાહરી કા'વજે, વિષ્ણુરામની સાથ;
જોઇએ તે મંગાવજે, આપિશ તેને હાથ. ૮૦
પણ જા ઝટ; રાજા કને કહિશ ઘટે હું તેમ;
રંચ ન રાખિશ મનવિષે, મુજ પાંતીનો વે'મ. ૮૧
ગુણચંદ્ર કહે નિપુણનર! શું કહું હું આ ઠાર;
કેવળ બદલો વાળવા, વંદન કરૂં હજાર. ૮૨
એમ કહી બાવો બની, ગયો કહેલે ઠામ;
દિન બીજે ત્યાંથી પળ્યો, સાથે વિષ્ણુરામ. ૮૩
કૈંક દિને પછિ રખડતાં, એ ગુફા ચઢિ હાથ;
વિષ્ણુરામ સહાયથી, તેડાવ્યો સહુ સાથ. ૮૪
નૃપ નવ જાણે વાત તે, જાણે નહીં વજીર;
પુત્ર એકના જીવતા, [1]મૃત જાણે સહુ વીર. ૮૫
એમ રહ્યો ગુણચંદ્ર ત્યાં, રાજ રીત ધરી નિત્ય;
ભાગ્ય સહુનું સહુ પાસછે, જ્યાં જાય ત્યાં ખચીત. ૮૬
**લાલાભાઈ** સહુ વરણવી, પૂછી લેજે રીત;
કાં' બીજું શું કહું હવે, રીઝો જેથી ચીત. ૮૭

---

# अध्याय ૮ मो.

## દ્રુતવિલંબિત વૃત્ત.

સુણિ સભા કવિ-કાવ્ય ખુશી બની, પુરિ કથા સુણવા હરિરામની;-
કવિ તણો વિનતી કરિને કહ્યું, પછિ કવો હરિરામનું શું થયું! ૧

---

૧ મરી ગએલો.

કવિ કહે અભિનાતિ પટેલજી! રસિક કાવ્ય તણા શુભ શેઠજી!
[1]વિદુધ વાડવ! ને વડુ-મંડળી! કહુ કથા હરિરામ તણી ભલી. ૨
ભટજિ ચાલિ અવંતિ ગયા યદા, તહિં દિઠું વિપરીત બધૂં તદા;
[2]નૃપતિ દંપતિ સંપતિ છોડિને, બળિ જવા નિકળેલ હતાં વને. ૩
નગર લોક જતા નદિ તેડમાં, કંઇક કામિનિ લૈ શિશુ કેડમાં;
સકળ લોક દિસે અતિ શોકમાં, [3]વિકળ પેઠ ભમે નર લોકમાં. ૪
ગુણિજનો ગમગીન બધા દિસે, વજિર મંડળિ કો ન પુરી વિષે;
ક્યમ હશે? હરિરામ વિચારતા, પુછિ જઈ જનમાં પછિ વારતા. ૫
[4]નર વદ્યો અમ ભૂપ બળી મરે, અધિક શોક પ્રજા મનમાં ધરે;
પરવ [5]હોળિ તણું સુખકારિ તે, બનિ ગયૂં દુખકારક આ રિતે. ૬
સુણિ વદ્યો હરિરામ પુરાણિજી, પડી ગડા મુજ સંશયની બિજી;
ક્યમ મરે નૃપ ધાર્મિક આ રિતે, નિજ પ્રજા જનનો હિતકારિ તે. ૭
તવ કહે નર તે, ભટજી! સુણો, બધું કહૂં તવ કાળ જશે ઘણો;
પણ સુણો મનને થિર રાખિને, દઇશ સાર બધો મુખ ભાખિને. ૮
નૃપતિનો [6]લઘુબાળક મારવા, નૃપનું છત્ર શિરે નિજ ધારવા;
કરિ પ્રપંચ ગયો [7]રજની થતે, [8]નૃપતિ–સોદર દુર્જનસિંહ તે. ૯
નદિનિ સામિ તટે મઢિ આગળે, નૃપ તણો સુત શું કરવા મળે?
પણ નસીબ થકી જઈ ત્યાં ચઢ્યો, નપતિ–ભ્રાતનિ દૃષ્ટિ વિષે પડ્યો. ૧૦
બહુ સવાર લુટારું વકારિયા, [9]વજિરના સુતથી પણ હારિયા;

---

૧ વિદ્વાન બ્રાહ્મણો! ૨ વીરવર્મા અને તેની પટરાણી. ૩ ગાંડા. ૪ રસ્તે હરીરામને જે મળ્યો તે. ૫ રાજા બળવા નીકળ્યો ત્યારે હોળીનો દિવસ હતો. ૬ સુવર્મા. ૭ રાતને વખતે. ૮ રાજાનો સગો ભાઈ. ૯ ગુણચંદ્રથી.

જઇ ત્યહાં ગુણચંદ્ર ગુણીજને, સબળિ સા'ય કરી નૃપ બાળને. ૧૧
અધિક માણસ દુર્જનસિંહ લૈ, જઈ લડ્યો ગુણચંદ્ર વિરૂદ્ધ થૈ;
સબળ મંત્રિ તણો સુત હારિયો, પકડિ કેદિ પછિ ધારિયો. ૧૨
નૃપ તણો સુત એ ગબડાટમાં, કહિંક નાસિ ગયો વડિ વાટમાં;
નવ જડ્યો પછિ દુર્જનસિંહને, હરણ-શો રણમાં નર-સિંહને. ૧૩
દુરજને નૃપને નૃપ બાળની, મરણ વાત કહી તતકાળની;
દુષણ એ ગુણચંદ્ર વિષે ધરયું, મરણ નિશ્ચય મંત્રિ સુતે કરયું. ૧૪
સુણિ કથા નિજ બાળ વિનાશની, થઇ દશા નૃપતી તણિ ત્રાસની;
દિલગિરી સહ ક્રોધ હૃદે વસ્યો, વજિરના સુતને [૧]અહિ-શો ડસ્યો. ૧૫
મરણ તેનું કરયું પળ વારમાં, વણ વિચાર કર્યે વસિ ખારમાં;
મુરખ થૈ જન જે સહસા કરે, [૨]નૃપ સમો પછિ પસ્તાઇને મરે. ૧૬
વજિર પુત્ર [૩]વિદારિ ભુમી પતી, મનથી દૂર કરી ભુમિ સંપતી;
કંઈક દીન પછીથિ વહી ગયા, તિરથ તત્પર [૪]સૈનપતી થયા. ૧૭
બઇ રજા નિકળ્યો નર વૃદ્ધ તે, તિરથને ફરવા [૫]સુ-સમૃદ્ધ તે;
કંઈક કોસ પચાસ લગી ગયો, નૃપતિ બાળક ત્યાં નજરે પડ્યો. ૧૮
પુછ્યું અરે બઇ! તૂં અહિં શેં રહ્યો? ઉજનમાં અતિ કે'ર થઈ ગયો;
તુજ વિના નૃપ શોક વિષે વસે, તુજ વિના તુજ માત મરી જશે. ૧૯
ક્યમ કરી અહિંયાં કય આવિયો? ક્યમ કહે [૬]નૃપ સૂનુ! રિસાવિયો?
ચલ હવે નિજ ઉજ્જનચાલિયે, નૃપતિને અદકૂં સુખ આલિયે. ૨૦
પડિ રહી પછિ તીરથ જાતરા, સુત લઈ ઝટ [૭]સૈનપ સંચર્યા;

---

૧સાપ પેઠે. ૨ વીરવર્માની પેઠે. ૩મારીને. ૪જગ-જીવન નામે સેનાપતિ—ગુણચંદ્રને નસાડનારો ૫ પુષ્કળ દ્રવ્ય સાથે બઇને. ૬ રાજાનો પુત્ર સુવર્મા! ૭ સેનાપતિ.

ઉતરિયા જઈ ઉજ્જયિની વિષે, નૃપ મહેલ તળે પડતી ૧નિશે. ૨૧
ગઢ વધામણિ જે સુત આવિયો, મન વિષે નૃપ તે નવ લાવિયો;
પણ ફરી સુણતાં ચમકી ધસ્યો, ઉતરતાં પગ દાદરથી ખસ્યો. ૨૨
બચિ ગયો નવ હાનિ થઈ કશી, પછિ ગયો સુત પાસ પિતા ધસી;
હરખથી હૃદયા સહ દાબિયો, જનુનિને પણ પુત્ર બતાવિયો. ૨૩
નૃપ કહે મુજ સેનપ! વૃદ્ધ હો! સુખિ સદૈવ ચિરંજિવ થૈ રહો;
અધિક શું અરપૂં તમને અહીં, અરધુ રાજ્ય તમારું કરો સહી. ૨૪
નમિ અને પછિ સૈનપતી વદ્યો, ભુમિપ! કેવળ આપ કૃપાજ દ્યો;
તમ સમા નૃપની યદિ છે *ક્ષમા, પછિ શિ રાજ્ય તણી અમને તમા?૨૫
બહુ તપો શુભ રાજ્ય સુવર્મનું, નિત્ય કરો પ્રતિપાલન ધર્મનું;
નૃપ હવે નિજ હૂકમ દીજિયે, તિરથ સંચરિ ‡તીરથ પીજિયે. ૨૬
નૃપ કહે ત્રણ ચાર દિન રહો, પછિથિ મારગ તીરથનો લહો;
નગર લોક જમાડ્યૂં મહીપતી, કંઇક દાન કર્યાં સુતની વતી. ૨૭

## સોરઠા.

તીરથ ફરવા માટ, સેનાપતિ પછિ સંચર્યો,
રાય તજી ઉચ્ચાટ, સુત સાથે સુખિયો થયો. ૨૮
પૂછી પછિ બધિ વાત, દીકરા! ક્યમ જાતો રહ્યો;
આ દુર્જન મુજ ભ્રાત, તેને કેમ ન તું મળ્યો. ૨૯
બોલ્યો બાળક બોલ, તાત કહું શી વાત હું;
ભાઇનો રાખે ડોળ, શત્રૂ છે એ આપણો. ૩૦
ઘડવા મારો ઘાટ, મન ધારી જન મોકલ્યા;
ટળત ન આજ ઉચાટ, હોત વજિર–સુત ના મળ્યો. ૩૧

---

૧ સંધ્યાકાળે. * ક્ષમા-પૃથ્વી. ‡ તીર્થનું પવિત્ર જળ.

મા'રો કરી બચાવ, ઘાતિક §મારા થકી,
ગુણચંદ્રે સહિ ધાવ, આણ્યો નગર ભણી મને. ૩૨
પણ એ દુર્જન દુષ્ટ, સામો સેન લઈ માળ્યો;
પાપી બનિને પુષ્ટ, વઢવા માટે વીફર્યો. ૩૩
કેદી છોડી દીધ, ગુણચંદ્રે જે પકડિયા;
ગુણચંદ્ર બહુ કીધ, રાજ્યદ્રોહિ એછે આવ્યા. ૩૪
રાજા સુત મુજ સાથ, આવુંછું લઇ નગરમાં;
શાને ભીડે બાથ, મિત્ર સાથ મૂરખ સમો. ૩૫
તોય ન માન્યૂં કે'ણ, મારો મારો મુખ કહે;
એ પાપી દુખ દેણ, તોપે બાંધિ વિદારવો. ૩૬
આખર ઘણો જમાવ, દુર્જનસિંહ તણો રહ્યો;
તોપણ કર્યો બચાવ, ગુણચંદ્રે આખર લગી. ૩૭
અંતે હાર્યા ‡તેજ, પકડીને કેદી કર્યા;
મારેત મુજને સે'જ, જો હૂં હોત ન નાસિયો. ૩૮
પણ હું ગયો સંતાઈ, વગડામાં બેસી રહ્યો;
ઘેર ગયા દુખદાઇ, ચાલ્યો ત્યાં મઢિ તરફ હું. ૩૯
પણ વાટે કોઇ ભીલ, ઊંટ ઉપર બેસી જતો;
દેખી મુજને, દીલ-આભૂષણ લેવા કર્યું. ૪૦
પકડિ મને નિજ સાથ, આવ્યો તે નિજ ગામમાં;
ડુંગરમાં ભલિ ભાત, અહિંથી તે બહુ દૂર છે. ૪૧
મુજ આભૂષણ લેઈ, કાઢી મૂક્યો'તો મને;
બાહર બેઠો રોઇ, આવ્યો ભીલ તદા કને. ૪૨

---

§ ઘાતક—મારી નાખનારો. ‡ ગુણચંદ્ર.

કેમ રડજી? ઓ બાળ! નહિ તુજ ભૂષણ આપિયે;
મેં કહ્યું મુજ સંભાળ, લેશે કુણ? શું ખાઇશ હું? ૪૩
કેમ કરી ઘર જાઉં, મારગ મુજને ના જડે;
પગ પંથે ક્યમ થઉં, દૂર ઘણુંક જણાય છે. ૪૪
એવે નાયક એક, ભીલ તણે દીઠો મને;
ઘરમાં રાખ્યો છેક, સુત સમ મનમાં લેખિને. ૪૫
નિત્યે કરૂં વિચાર, ઉજ્જન શે'ર સિધાવવા;
નાયક રાખી પ્યાર, પણ મુજને સંતોષતો. ૪૬
રાજ બીજ છે બાળ, બાળક પણ મા'રે નથી;
કર આની સંભાળ, એવું તે સ્ત્રીને કહે. ૪૭
પણ અંતે એક દીન, બા'ર ફરંતાં માર્ગમાં;
જાતા જગજીવંન, સેનાપતિ મેં પેખિયા. ૪૮
મેં તવ મારી હાક, વાક સુણી વિસ્મે થયા;
રહ્યા ન ખાવા થાક, લેઇ મને પાછા વળ્યા. ૪૯
નાયકનો ઉપકાર, માનીને સંતોષિને;
સૈન તણો સરદાર, ઉજ્જનમાં આવ્યો અહીં. ૫૦
એ રીતે હે તાત! દુર્જન કેરા કપટથી;
ગતિ મુજ થઇ દુખ દાત, તેને ભ્રાત તમે કહો. ૫૧

## ચર્ણાકુળ છંદ.

ભટજિ સુણી મન વિસ્મય પામી, લાયક નરને કહે શિરનામી;
પણ નૃપતી શિદ બળી મરેછે, એ મુજ મનમાં સંશય રે'છે. ૫૨
નર બોલ્યો જરિ ધીરજ રાખો, વાત પુરી સુણિને પછિ ભાખો;
સૂત તણી સુણિ વીતક વાણી, નૃપને નેણ ખુનસ ઉભરાણી. ૫૩
દુર્જનસિંહ કેદ કરિ લીધો, કૃતઘ્નતા કરિ મનમાં બીધો;

પસ્તાપો ગુણચંદ્ર હણીને, દિલગિર થઇ મુખ 'હાય!' ભણીને. ૫૪
અરે! કર્યું મેં સાહસ કેવું, પાપ પ્રચંડ મટે નહિ એવું;
માની દુર્જન વચન ફસાપો, શત્રુ તણા મુખ થકી હસાપો. ૫૫
જેણે મા'રો બાગ બચાવ્યો, દુશ્મન કટક ઉપર જઇ ધાપો;
ઝટ તેનું મેં માથું કપાવ્યું, ધિઃક મને મેં નામ લજાવ્યું. ૫૬
કામ કર્યું સહસા ન રૂપાળું, નામ ધરેચું નિષ્કુળ મહિપાળું;
ઠામ નરેચું ગુણનું રદ કીધું, સાહસ ઝેર ચહી મન પીધું. ૫૭
પુત્ર શોક અદકો મુજ કેવો, પ્રધાનને પણ મનમાં તેવો;
આત્મ સમાન જગત ગણવાનું, શાસ્ત્ર કહે પણ મેં નવ માન્યું ૫૮
ક્રોડ દામ ખરચું કદિ કોડે, સૈન સમારિ બધું લઉં જોડે;
જાઉં ફરૂં [1]જગતની બધિ જાતે, ભાળ જડે [2]ગુણિની કોઈ વાતે. ૫૯
પણ મિથ્યા [3]પણ શીદ વિચારૂં, કામ દુષ્ટ કરિ દેહ ન ધારૂં;
કૃતઘ્નતા સમ પાતક શું છે? શૂં કહિયે પ્રભુ જ્યારે પૂછે. ૬૦
આ જીંદગિ ઝટ જાતિ રહેશે, અંત હિસાબ [4]પરેશ્વર લેશે;
પાપિ સમા [5]મુજ શું તવ કે'શે, ડંડ પ્રચંડ [6]યમાધિપ દેશે. ૬૧
દ્રવ્ય ધરેચું અગણીત ખજાને, આણ મહાજન મા'રી માને;
પ્રધાનને કરિ પુત્ર વનાને, શું સુતનું સુખ આ મન માને? ૬૨
એમ પુરો પસ્તાઇ બિચારો, દુખિત થયો અમ નરપતિ સારો;
સુત સુખરસને ગણિયો ખારો, પ્રાણ ન તેણે માન્યો પ્યારો. ૬૩
ધર્મ શાસ્ત્રિની કરી સભાને, પાપ આપનું નાખ્યું કાને;
પ્રાયશ્ચિત્ત દિયો ધરિ ધ્યાને, [7]પુનિત કરો દ્વિજ મુજ સરખાને. ૬૪

---

૧પૃથ્વી. ૨ગુણચંદ્રની. ૩પ્રતિજ્ઞા. ૪પ્રભુ. ૫મારા સરખા. ૬યમરાજા. ૭પવિત્ર.

જિવિત ગાણું તૃણવત સંસારે, પણ યમ-પુરથી કોણ ઉગારે?
જેથિ ન જમનો ચાલે દાવો, એવું પ્રાયશ્ચિત્ત બતાવો. ૬૫
ધર્મશાસ્ત્રિ એક વદ્યો વિચારી, દુર્જનસિંહ તણો હિતકારી;
શાસ્ત્ર કહે નૃપ! ઉપાય આ'વો, 'ચિતા વિષે પડિ જિવિત ગુમાવો'.૬૬
તો કૃતઘ્નતા પાતક ટળશે, સદ્ય કરેલાં સુકૃત ફળશે;
જમ પણ દૂર રહી મન ડરશે, નહિતર પાપ-શિખર શિર ખરશે.૬૭
પણ મા'રાજ અમો ક્યમ કહિયે, આપ ગયા પછિ ક્યાં જઇ રહિયે;
તમો વિના દુઃખ અદકું સહિયે, શોક-ભાર શિરપર ક્યમ વહિયે.૬૮
નૃપ બોલ્યો, દ્વિજ! પાતિક મા'રૂં, જાય એથિતો સહુથી સારૂં;
મૃત્યુ તણી ચિંતા નવ ધારૂં, જે આખર તો નથિ મટનારૂં. ૬૯
આજ મરચો કદિ પાતિક સંચી, કેમ જાણશું કાલે જઉં વંચી;
એ દિન વે'લું મોડું મરવું, પાપ-ભરતિયું શાને ભરવું. ૭૦
એમ સભા બરખાસ્ત કરીને, નૃપ મરવાનો નિશ્ચય ધરિને;
સામગ્રી પચ્ચિ તત્પર કીધી, છોડિ પ્રધાન શિખામણ દીધી. ૭૧
ક્ષમા તમે કરજો મુજ અન્યા, નાની મેં રંડાવી [1]કન્યા;
અનર્થ એ નથિ નાનો સૂનો, કર્મ ભોગ કો મળિયો [2]જૂનો. ૭૨
રાજકાજ સાવધ થઇ કરજો, દુષ્ટજનોથી દુર રહિ ડરજો;
મુજ બાળકને છેહ ન દેશો, મરતાં 'હાં' 'ના' મને ન કે'શો. ૭૩
કે' પ્રધાન અઘટિત ના કરશો, ભૂપ! માનિ દ્વિજનું ના મરશો;
બીજું પ્રાયશ્ચિત્ત કરીશું, પાપ પુંજ શિર પાય ધરીશું. ૭૪
સર્વ બનેછે કર્મ પ્રમાણે, જન્મ મરણ શિદ જન શિર તાણે!
હશે દોરિ [3]એની ત્યાં સૂધી, એમ આપની થઇ તવ બુદ્ધિ. ૭૫
નૃપ બોલ્યો ગુણચંદ્ર વિના જો, જીવૂં તો મુજ પૂર્વજ લાજે;

---

૧ ગુણવતી. ૨ પૂર્વનો. ૩ ગુણચંદ્રની આયુષ્ય-દોરી.

શિવ આગળ જળ લીધું કરમાં, નહિં ગુણચંદ્ર, નહીં વિરવરમા. ૭૬
પ્રધાન તવ નિરુપાય થયો છે, સમાચાર શે'રમાં કહ્યો છે;
ચિતા પાસ વિધિ સર્વ સજેછે, નૃપ વિરવર્મા પ્રાણ તજે છે. ૭૭
આ સુણતાં ભટજી ઝટ દોડ્યા, આંટિ ભરાઈ થાત પગ ખોડા;
દૂર ભીડ કરિ બૂમ કરી છે, 'રાય મરે નહિ જો સુખ પ્રીછે'. ૭૮
સાંભળિ બોલ પુરાણી મુખથી, માર્ગ મળ્યો ભટજીને સુખથી;
લોક થયા વિસ્મય, મહિં પૂછે, કોણ મનુષ્ય આ, કારણ શું છે? ૭૯
ભટ હરિરામ ગયા નૃપ પાસે, જ્યહાં ઠર્યા જન વદન ઉદાસે;
ચાર પાસ કર ધરિ હથિયારો, ઉભા સિપાઇ લઈ તરવારો. ૮૦
(?)ક સ્વાર પણ શસ્ત્ર ધરીને, શાંત રહ્યા દિલગિર મુખ કરિને;
કચતા રચી મંડપ મઢિ જાણી, તલ સરસવ આદિકથી ભરાણી. ૮૨
રાળ આદિ ઝટ સળગે એવા, પદાર્થ તેમાં ભરિયા તેવા;
કાષ્ટ સુખડનાં શુભ વિધ સીંચી, ઉપર અડાળી કીધી નીચી. ૮૧
પુષ્પહાર તોરણ લટકે છે, જાણે સ્વર્ગનું વિમાન એ છે;
ચિતા થકી ઉત્તર દિશ રાજા, પાસ રહ્યા રાણી ધરિ માત્રા. ૮૩
બ્રાહ્મણ શિર બોડાં કરિ પાસે, શબને જ્યમ ભૂતડાં તપાસે;
તેમ ચિતા પૂજન વિધિ કરતા, જેમ તેમ કરિ ધનને હરતા. ૮૪
દાન અનેક પ્રકાર કરાવે, ચિતા વિષે ચંદન છંટાવે;
મંત્રિ ઉભા મુખ નીચું કરિને, [1]શોક-દહન હૃદયામાં ધરિને. ૮૫
પાછળ પરિજન રાજા કેરૂં, મરણ તુલ્ય દુખ દળથી ઘેર્યું;
રાજા ઊભા થઈ પડે છે, વન્હિ જઇ તવ કર પકડે છે. ૮૬
રહો રહો ક્ષણ નૃપ સુખકારી, માણસ કોક વદેછ પુકારી;

---

૧ શોકરૂપી અગ્નિ.

'રાય! ન મરશો, ધીરજ ધારો,' મર્મ તેહનો મંન ઉતારો. ૮૭
એવે હરિભટ પાસે આવી, 'ચિરંજીવ રાજા!' મુખ કા'વી;
આશીર્વાદ સહૂને દીધો. રાજાએ કરમાં વસુ લીધો. ૮૮
બ્યો મા'રાજ! ઉચરિયો નૃપતી, [1]મુમૂર્ષુને આશિષ નથિ ઘટતી;
ભટજિ કહે સુણિયે નૃપવીરા, મરવાને બનિયે ન અધીરા. ૮૯
આ પ્રસંગ મુજ રંગ રહ્યો છે, શોક શત્રુનો ભંગ થયો છે;
કેમ મરોછો નૃપ! જરિ બોલો, સત્ય બધું નિજ અંતર ખોલો. ૯૦
રાજા કે' મેં પુત્ર હણ્યો છે, દ્વિજ પ્રાયશ્ચિત આમ ભણ્યો છે;
તમ પ્રધાન-જામાતૃ હણ્યો મેં, પાપ ખાડ ન વિચારિ ખણ્યો મેં. ૯૧
એજ મરણનું કારણ મા'રૂં, ઝટ કે'વાનું કહો તમારૂં;
ભટજી કે' નવ થાશો દુખિયા, મળશે ગુણચંદ્ર થશો સુખિયા. ૯૨

## તોટક વૃત્ત.

મળશે ગુણચંદ્ર થશો સુખિયા, સુણિ લોક વદ્યા, *હરિ છે નકિ આ;
ઉચર્યા પછિ મંત્રિ કહો ભટજી! વણ સ્વર્ગ ક્યહાં ગુણચંદ્ર હજી? ૯૩
હરિરામ વદ્યા ક્યમ ખોટું કહું? ગુણચંદ્ર વિના ક્યમ રાજિ રહું!
ગુણચંદ્ર તણો દઉં પત્ર કરે, નૃપ મંડળિ જો કદિ ધીર ધરે. ૯૪
કહિ એમ દિધો કર પત્ર પઢે,— પરધાન તણે, નૃપ કે' કશું છે!
અતિ મંત્રિ દિલે હરખી વદિયો, દ્વિજ સત્ય વદે, જરિ ધ્યાન દિયો. ૯૫
નૃપ છે ગુણચંદ્ર સુખી વનમાં, ધરશો નહિ શોક હવે મનમાં;
નવ હર્ષ તણો તવ પાર રહ્યો, નવ જન્મ ફરી શરુઆત થયો. ૯૬
કરિ પૂજન હોળિ તણું ફરિને, ખુશિયે અગની પછિ ત્યાં ધરિને;
શરુ વાદ્ય કરી ઘર સર્વ ગયા, હરિરામ થકી સુખિ સર્વ થયા. ૯૭

---

૧ મરવાને તત્પર. *હરિભટ—પરમેશ્વર.

સનમાન થયૂં હરિરામ તણું, પુછિ વાત બધી વિસર્યાં ન ક્ષણું;
કહ્યું કારણ મૂળથિ માંડિ બધું, 'શિલભાનુ ચહે ગુણચંદ્ર વધૂ'. ૯૮
સુણિ કે' નૃપ, 'કાલ પ્રયાણ કરો, મદ દુષ્ટ તણો સહસાજ હરો;
વરમંત્રિ સજો સહુ સેન લઈ,' રજની પછિ રંગ વિશેજ ગઈ. ૯૯

દોહરો.

[1]રવિ-સુત-શત્રુ-પિતા- ગૃહે, [2]ખગ-ભ્રાતા-રથિ જાય;
લાલાજી હરિરામનો, કથા શરૂ તવ થાય. ૧૦૦

---

# અધ્યાય ૯ મો.

## ઉપજાતિવૃત્ત.

સવારમાં મંગળવાર કેરા, પૂજી રવીને નમિ ત્રેંણ ફેરા,
સભા ભરી જેમ ભલી [3]સુધર્મા, મધ્યે વિરાજ્યો નૃપ વીરવર્મા. ૧
બંદી વદે છે જશ બૂમ પાડી; આશીષ દે છે દ્વિજ રાગ કાઢી;
આવી નમે છે કઇ વીર પાયે; વારાંગના નર્તન પાસ થાયે. ૨
શસ્ત્રો ઉઘાડાં [4]ભટ ધારિ રાચે; શાસ્ત્રો ઉઘાડાં કરિ [5]ભટ્ટ વાંચે
પ્રધાનને ભૂપતિ કૈંક કે'છે, પાસે રહી મંત્રિ નમી સુણે છે. ૩
એવે સમે ત્યાં હરિરામ આવી, આશીષ ઊંચા કરથી બતાવી.—

---

૧સૂર્યનો પુત્ર કર્ણ, તેનો શત્રુ અર્જુન, તેનો પિતા ઇંદ્ર, તેનું ઘર-પુરી પૂર્વદિશામાં છે, માટે પૂર્વમાં. ૨ ખગ-ગરૂડ, તેનો ભાઇ અરૂણ-સૂર્યનો સારથીછે, માટે રથી સૂર્ય, તે પૂર્વ દિશામાં જાય મતલબ કે સૂર્યોદય થાય ત્યારે. ૩ ઇંદ્રની સભા અને એ ઉપરથી વીરવર્મા ઇંદ્ર જેવો શોભે છે, એમ જાણવું. ૪ યોદ્ધ. ૫ વિદ્વાન.

[1]શતાયુરસ્તુ પ્રથિત-પ્રતાપ! પાસે ગયા એમ ઉચ્ચારિ આપ. ૪

કટાવ.

નિજ પાસ પેખિ હરિરામ, નૃપ વદ્યા પાસ રહિ આમ, તમે હરિરામ, બતાવા ઠામ, જ્યહાં ગુણચંદ્ર, જાઓ ઝટ, સેના સાથે, ખબર માહરી, કહો જઈ તે, 'સાહસ કીધું, કામ અમોએ, પણ તે સીધું, હરી કૃપાથી, સર્વ બન્યું તો, રોષ વિસારી, દોષ-[2]કોષને, દૂર વિડારી, [3]તોષ ધરી [4]ક્ષમા,-મોશ રાખિને, હોશ થકી સાથે લઇ સેના, શૂરવીર દૃઢ હિમ્મતવાળા, પાળા તેમજ સ્વાર લઈને, નોબત ઉપર, ગેડિ દઈને, સુખે સંચરો, કરો લડાઈ, *વલ્લભીશથી, પુરી રીશથી, માર મારિ મેં,—દાન કરીને, વેર લઈને, ઘેર આવજો;' એ રીતે જઈ, તમે કહો ભટ. જાઓ હવે ઝટ. પ્રધાન પણ આવે છે સાથે, સૈન લઈને, એમ કહીને વિદાય કીધા, હરીરામને. સ્મરી શ્યામને, ગામ થકી પછિ, પંથે પડિયા, કહીં ન ખડિયા, વાટ ઉવાટે, નવ આથડિયા, ભૂલા પડિને નહિ રખડિયા, વૃથા વાટમાં નહિ રડવડિયા, સીધા ચાલી ત્યાં જઈ અડિયા, હડિયા દોડી, વાળી થોડી, કીધા વણ પણ, વિંધ્યાદ્રીની, ગુફા પાસ જઈ, સૈન ઠરેચું સહુ; હરીરામ જઈ, આગળ પોતે, સમાચાર સહુ, વદ્યા તે સુણી, હર્ષ થકી ધુણી, તર્ત, ઉઠી ગુણચંદ્ર, થયો તૈયાર, ન લાગી વાર, લઈ અસ્વાર, ધરી શિર ભાર, સૈન્યનો, ચાલ્યો ઝટ પટ; દિવસ, દોઢમાં, દોડ કરીને, પો'ચ્યા વલ્લભિ, પૂર, ઘેરિ નગરને, પડ્યા નર, વીર ધીર ધરિ; જાણિ વાત

૧ હે ભારે પ્રતાપી રાજા! તું સો વર્ષનો હજો. ૨ દોષના ભંડાર. ૩ સંતોષ. ૪ ક્ષમા. *વલ્લભીપુરનો રાજા-શીલભાનું.

વલ્લભી, તણો નરપતી, ક્રોધ કરિ અતી, દૂરે કરિ મતી, ગતિ ન ધરિ રતી, ઊપજ્યો; સૈન્ય લઇને, ગેડિ દઇને, દુંદભિ ઊપર, ચડ્યા, ચમકતી ચાલ તણા *તોખાર ઉપર, હય કરે ઘણો હહણાટ, ગાડિ ગગડાટ, ધજા ફફડાટ, શસ્ત્ર ખખડાટ, રથો ધધડાટ, કંઇક બબડાટ કાયરો કરે, અંત સંચરે સેનની પૂઠ, ધીર નર વીર આગળે ધસી, કમરને કસી, મન થકી હસી, હાથ ધરિ રસી અશ્વની, જાય કુદાવી, અશ્વ આગળે, બાહર પડિયા, દરવાજાની; પાછળ પાળા કૈંક, ધરી કર તેગ, કેડમાં કટાર ખોશી, ખડા વાળિને, ખડા નવ રહ્યા, ગયા પણ વહ્યા; હસ્તી મસ્તી વાન હજારો બા'ર નીકળ્યા; પાછળ રથ કૈં લાખ, ધજા દે સાખ શૂરની; ક્ષત્રી નર રણધીર સાથ લઇ છેવટ આવ્યો વલ્લભીશ, પછિ આગળ આવી કહે, ક્યહાં એ મૂઢ. પ્રૌઢ પામર મુજ સાથે આવ્યો લડવા! દીપ લઇને કૂપ વિષે પોતે જઇ પડવા; કોણ એહ ગુણચંદ્ર? મંદમતિ જાણે નહિ પરતાપ માહરો, તાપ જરા દેખશે ભાગિ તવ જશે. એમ વદતાંમાં વાયક, લાયક નર ગુણચંદ્ર, આવિ નૃપ પાસ કહે, ઓ મૂઢ! થયો તૂં બૂઢ વર્ષ એતાળિસ કેરો, તોપણ લગિરે લાજ ન આવી!! રાજ્ય ગુમાવી રહિશ રખડતો; કહે, કેમ પરધાન કેદ કરિ, વેર ધરી અમ સાથ રહ્યો નિઃશંક? રંક તું થઇશ, લહિશ મુજ હાથ થકી પરિપૂરણ શિક્ષા, ભિક્ષા ઘરઘર કરિશ ભરિશ પછિ ઉદર તાહરૂં; ધિઃક ધિઃક નૃપ નામ લજાવણ! કેમ ગજા વણ કે'ર કર્યો? નહિ ધર્મ ધર્યો, હરિથી ન ડર્યો, શું ઘાસ ચર્યો, પશુ પેઠ ફર્યો!!

---

* ઘોડા.

પણ હવે આવિ તુજ બન્યું; ઘાસ મુખ ઘાલિ, આવિ પગ ચાલિ, હાલ નમ્ય, નહિકર કરે તુજ બાંધિ પકડી લેઈ શું. સુણી આ વચન બાણ, વલ્લભીપતી નવ વદ્યો, પરંતુ તરત બરછિનો ઘાવ કર્યો ગુણચંદ્ર ઉપર, બચિ ગયો ચપળ પરધાન પુત્ર, પછિ સાધિ સૂત્ર, કરે ધનુષ્ય ચઢાવી, બાણ મુક્યાં દસવીસ, ચીસ દઈ નાઠા કૈં જન; મચ્યો અજબ ત્યાં ધંધ, ગંધ શોણિતની ચાલી, બૂમ થાય, રણતૂરે વાય, નર ધીર ધાય, નહિ શૂર માય, ન ધરી રખાય, સહિ ઘાય કાય, પરલોક જાય, જશ બંદિ ગાય; ધ્રુજિ જાય કાય, જન કૈં કપાય, નવ પાણિ પાય, અથડાય પાય, શબ કૈં વટાય, ધુળમાં દટાય; સડુડાટ બાણ આવતું છાતિમાં અડે, પૃથિવિ પર પડે વીર કૈં; વાગે બરછી ક્રૂરચ, પડે બહુ બૂમ, રડે જન કોઈ, સાંભળે કોણ? રૂધિરમાં વસ્ત્ર બોળિને તરત પેહર્યાં હોય તેમ સહુ થયા; મચ્યો બહુ જંગ, આખરે ભંગ થયો નરપતી, કરીને ગતી, પાછ્યો રણમાંય, સૈન્ય પણ ત્યાંથિ ગયું વેરાઇ, પડ્યું ભંગાણ, ચાલ્યું લૂટાણ, છેવટે પછી પકડિયો રાજ, કરીને કેદ, કહે નિરવેદ, વેદના અનૂભવો ખુબ. ગયો પછી ગુણચંદ્ર, જ્યહાં નિજ શ્વસુર, કા'ડિ કેદથી, કહે નવ કરશો ચિંતા કશી, રેહો મુખ્ય હશી, કર્યો છે કેદ દુષ્ટ નૃપ સેના મધ્યે; હવે કહો મુજ કાર્ય; સુણી પછી મોતિચંદ પરધાન કહે, ગુણચંદ્ર! લક્ષ સાબાશ! કર્યું અતિ સાહસ ભારે કામ; હવે હરિરામ પુરાણી આણિ અત્ર, મોકલો રાયની પાસ, કરો દરખાસ, સરત કશિ માન્ય કરે તો; એમ કહી હરિરામ, તેડિને પાસ, શીખ દઈ ખાસ, મોકલ્યા ત્યહાં, વલ્લભીપતી અતિ લાજિ, નીચું મુખ કરી, ઠર્યો કેદમાં; પુરાણી જઈ ત્યહાં જવ ઉભા, પછી નિજ પાસ પેખિ

હરિરામ, નૃપ વધ્યા પાસ રહિ આમ. ૯૦— . ૫

## શિખરિણી.

પુરાણી! શી વાણી દુખકર સુણાવા મુજ કને—
તમે આવ્યા? લાવ્યા ખબર કરશે શૂં ફળ મને;
પડ્યો કારાગ્રેહે અધિક નિજ દેહે દુખિ થવા,
પરસ્ત્રીને, સ્નેહે દુખ કુણ ન સેહે વિલપવા. ૬
બનાવ્યૂં ના હોતે જગત [1]મિથુની તેહ પ્રભુએ,
સ્ત્રિ ખાણીનૂં પાણી શિદ ઘણું વખાણી નર પિએ?
પરંતૂ પ્રાણીમાં કંઈક [2]મદ મૂકયો નરહરે,
(તેથી) [3]અજાણી ઘાણીમાં કચડઈ નરો છૂંદઈ મરે. ૭
[4]સુરા જેવી આંખો, વદન [5]મદ-ગંધી કમળ-શું,
મધૂ જેવી વાણી, કુચ કઠિણ બે તાડફળ શું!
કહો એમાં શૂં છે નર-[6]મદ શકે જે નવ કરી,
ત્રિયા આખે અંગે ભટજિ! નથિ કોં'શું મદભરી! ૮
પધારો [7]પાવામાં, જપ તપ વધારો જુગતિથી,
સુધારો કાયાને, યમ નિયમ ધારો સુમતિથી;
ન ધારો માયાનો સ્પરશ, વસુધા રોજ ભટકો,
[8]મુધા [9]રોધો વાયૂ, તરુણિ મનથી રોધિ ન શકો. ૯

---

૧ સ્ત્રી પુરૂષનાં જોડાં વાળું. ૨ કામ-મદ. ૩ સંસારરૂપી અજાણી ઘાણી. ૪ દારૂ જેવી લાલ. ૫ કસ્તુરીના જેવી સુવાસવાળું. ૬ કેફ.-પુરૂષને કેફ ચડાવે એવું. ૭ પાવાગઢની ગુફામાં. ૮ મિથ્યા. ૯ રોધવું-અટકાવવું. શ્વાસ અટકાવો-પ્રાણાયામ કરો.

વહે લોહી દેહે અરધું પણ તે [1]યોષિત તણું,
થયા મોટા ધાવી સ્તનથિ [2]પય માગો ઘણું ઘણું;
રહ્યા સંગે સ્ત્રીની હરિભટ! [3]શિખ્યા વાણિ મધુરી,
વિસારૂં શી રીતે તરુણિ, ક્યમ ભક્તી કરૂં નરી! ૧૦
વિસારૂં છૂ [4]વાણી, પણ તરુણિ શાણી મન હરે,
ન જોઊં હૂં કાંતી, પણ મફ્ત ભ્રાંતી મન ભરે;
તિરસ્કારૂં વારૂ! પણ મન ન મા'રૂં સ્થિર રહે,
કહો કૈં હૂં માટે, જ્યમ મન ઉવાટે નવ વહે. ૧૧
ભુલાવો દેવાને ચિત-ચપળને, જ્ઞાનિ નરને,
સુઝી ખાસી યુક્તી કંઈક વરધે [5]સૃષ્ટિ કરને;
બનાવી તે બાળા, [6]સ્મર-દહન-જ્વાળા જુગતિથી,
કરે બાળી પ્રબલે જપ તપ ભુલાવે [7]સુ ગતિથી. ૧૨
ભલો ભૂલે યોગી [8]ભવ-ભવનમાં જે જઈ ભળ્યો,
ન લોભાયો એવો હજિ નથિ સુણ્યો વિપ્ર! મન લ્યો;
[9]પરા રે' કાંતાથી, ધરિ ધરી મહા યોગ કપરા,
વર્યા તે વામાને, [10]નવરિ ગણિને તેજ [11]નવરા. ૧૩
[12]સુવામાં, ખાવામાં, વસન ધરવામાં. નવનવાં,

---

૧ સ્ત્રી. ૨ દુધ. ૩ સ્ત્રી પાસેથી. ૪ સ્ત્રીની મધુરવાણી. ૫ બ્રહ્મા. ૬ કામરૂપી અગ્નિની ઝાળ. ૭ મોક્ષ-સારીચાલ. ૮ સંસારરૂપી ઘરમાં. ૯ દુર. ૧૦ વહુ. ૧૧ વર. ૧૨ સુવામ ઈ૦માં ન વામા સંભારે-સ્ત્રીને ન સંભારે તે વિરલા. અથવા હે ભટ! બધા કામમાં અને નવામાં નવા પદાર્થ ગ્રહણ કરવામાં હરિ સંભારે તે વિરલા. અથવા હે વામા! તું સુ, તું ખા, ઈ૦ રીતે વામાને ન સંભારે તે વિરલા.

પિવામાં, લેવામાં, ભુષણ ધરવામાં, અવનવાં;
બિ'વામાં, જોવામાં, ગ્રહણ કરવામાં, નર બના,
નવામા સંભારે હરિભટ જનો તેજ વિરલા. ૧૪
નિહાળિ બાળીને રહિ હૃદય જાળી ઊછળતી,
ન તે પોતા કેરી, નહિ રસ તણી આશ ફળતી;
બળાત્કારે જ્યારે ગુણવતિ સતી શૂં મતિ કરી,
કરી કાયા ત્યારે [1]ગુણવતિ, રગતી ને મતિ હરી. ૧૫
પુરાણી! રાણીને તજિ, પરતણી આણિ પ્રમદા,
વખાણી આણીને નરકનિ, સુવાને કરિ અદા;
કમાણી માણી મેં નૃપતિ મટિને બંધન પડ્યો,
અપાણી પાણીમાં ઉમર મુજ, હૂં આખર રડ્યો. ૧૬
પુરો હૂં પસ્તાયો, મુજ થકિ લજાયો મુજ પિતા,
વૃથા હૂં બંધાયો નૃપતિ થઇ ધાયો પર-સુતા;
નઠારો કે'વાયો, અવગુણિ ગણાયો જગતમાં,
રહૂં ક્યાં સંતાયો, બહુ રહિ સતાયો સ્વમતમાં. ૧૭
ટળી મા'રી માત્રા, ક્યમ કરિ હું રાજા થઇ શકું,
શુરા શત્રુ પાસે હરિભટ! હવે શી રિત ટકું;
બુરો લાગે પૂરો ભવ, કરૂં પુરો તે [3]ભવ ભજી,
વિચારીને યારી જગતનિ વિસારી મન સજી. ૧૮
કરો જે ચાહે તે નથિ મન હવે આ વિષયમાં,
ન ભૂમી ભામામાં, સુત વસુ રથો હાથિ હયમાં;
[4]નહો ત્રાત્રા નીરે વિમળ જળ જ્યાં જાન્હવિ વહે,

1 દોરડીથી બંધાયલી. 2 ચાલવાની શક્તિ. 3 શીવ.
4 સ્નાન કરીને.

ચહૂં હૂં ત્યાં રે'વા, વદ વજિર તા'રો કયમ કહે. ૧૯
પુરાણી ત્યાં વાણી, દઇ અતિ દિલાસો, પછિ વદ્યો,
૧મહીપાતા! શાતા ધરિ સુખ લહો દોષ નવ દ્યો;
ચહેછે એ મંત્રી. 'ભુમિપતિ રહે રાજ્ય કરવા,
ફરી કોની પત્ની દિલ નવ ચહે હાથ ધરવા'. ૨૦

'નથી રાજા સાથે અદકિ રિપુતા ચિત્ત અમને,'
ગણેછે તે સર્વે નૃપતિ શિરથી નામિ તમને;
સ્વિકારો સંપત્તિ, દિલગિરિ ન વત્તી દિલ ધરો,
૨નિયંત્રી મંત્રીને નવ કદિ શકો જો મન કરો. ૨૧

રાજા—વખાને વેઠીને નહિ હું ૩ધન-ખાને પડિ રહું,
સખાને દેખીને ૪શુકર સરખાને બહુ બિહું;
શિખાને ત્યાગીને થઉં હરિ-રખાને શરણ હું,
બનીને સન્યાસી ભવ-રસ-લુખાને નવ ચહું. ૨૨

સુણીને આ વાણી દઢ, કહિ પુરાણી વજિરને,
મુકાવ્યો રાજા કેદથિ, પછિ કહે મંત્રિ વરને;
જઊછૂં હૂં રાજા સહ અરણ્યમાં આયુષ્ય જવા,
કરેલાં પાપોનો તપથકિ રુડો નિષ્ક્રય થવા. ૨૩

ગયા એવૂં બોલી વન ભટજિ ને શીલ નૃપતી,
ભજીને કર્તાને ૫અનઘ થઇ પામ્યા સદગતી;
થયો વંશી ગાદીપતિ પછિ શિલાદિત્ય નૃપતી,
કર્યા જેણે રાજા કઇંક વશમાં મંત્રિ બળથી. ૨૪

---

૧ હે રાજન્. ૨ વજીરને કેદ ન કરી શકાય. ૩ પૈસા ભરવાનું ઘર-મહેલ. ૪ ભુંડ. ૫ નિષ્પાપ.

રહ્યો થોડા દા'ડા શ્વસુર ઘર તે ચંદ્ર ગુણનો,
ગયો થોડે દા'ડે અનુભવ કરી શાંતિ સુખનો;
લઈ સેના સાથે ગુણવતિ પ્રિયાને નવ તજી,
અવંતીમાં પો'ચ્યો, નૃપતનય તણા સદ્‌ગુણ સજી. ૨૫
ગયો સામો રાજા બહુ કરિ પ્રવેશ્યો પુરવિષે,
નિહાળીને મંત્રી-સુત, નગર સૌ હર્ષિત દિસે;
સુવર્મા જે ભેટ્યો મન [1]મુદિત થૈ મંત્રિ-સુતને,
મને તેં ઊગાર્યો, પણ મળ્યું ન તેનૂં ફળ તને. ૨૬
હવે પ્યારા મારા, દુરજન તણો વેત કરિયે.
બિજા સૌ દુષ્ટોનો પકડિ પકડી ઘાટ ઘડિયે;
વદ્યો મંત્રી-સૂનુ, વદ નહિ સુવર્મા વદનથી;
પ્રતાપી પુરાને નિજ બળ તણો કૈં મદ નથી. ૨૭

દોહરા.

શાતા સહુને મન થઈ, સુખી થયો મહિપાળ;
રાજાએ નરે દુષ્ટની, કરવા માંડી ભાળ. ૨૮
દુર્જન સિંહ [2]દુષીતની, નૃપ કરતો'તો ઘાત;
ગુણચંદ્રે ઉગારિયો, રાજા કરિને શાંત. ૨૯
જન્મ લગી કેદી કર્યો, રાયે દુર્જન સિંહ;
લોહ તણા પિંજર વિષે, જેમ ક્રૂર કોઈ સિંહ. ૩૦
સુવર્મને ગાદી દઈ પ્રધાનને કરિ મુખ્ય;
તપ કરવા રાજા ગયો, થવા અખંડિત સૂખ. ૩૧
ગુણવતિને ગુણચંદ્રને, સબળો વાધ્યો સ્નેહ;

---

૧ રાજી ૨ ગુંનહગારની.

દંપતિ ધર્મે વર્તતાં, દુખી થયાં નહિ દેહ. ૩૨
લાલભાઇએ! કહિ કથા, હરિભટની સુખદાત;
સંશય હોય ચતુર નર, તો પૂછો કહું વાત. ૩૩

## ચોપાઈ.

કહે લાલભાઈ સુણજો કવી, વણિક વધૂની શી ગત હવી?
તજિ નાથે વસુવાંકે બાળ, કોણે કરિ તેની સંભાળ. ૩૪
વાત એટલી પૂરી કહો, તો સંશય બીજો નથિ રહ્યો;
આ સુણિને કવિ બોલ્યા વાણ, ધન્ય ધન્યછે ચતુર સુજાણ. ૩૫
કથા એનિ પડતી રહિ ગઈ, સ્મરણ માહરે તે નવ રહી;
તમે મને સંભારી દીધ, કરૂં વાત તેની પરસિદ્ધ. ૩૬
ગુણવતિ બાપ ઘેર જવ ગઈ, દુખિયારી ઘર બેસી રહી;
ખાય અલ્પ નવ ઊંઘે રાત, શોચે મન નવ થાય નિરાંત. ૩૭
સ્મરણ કરે જગદીશ્વર તણું, હરીનામ વિસરે નવ ક્ષણું;
આખર સા'ય કરી જગદીશ, સ્વપ્ન વણિકને દીધું ઈશ. ૩૮
સ્વપ્નામાં ભયકારક રૂપ, બતાવિયું યમનું ભવભૂપ;
કહ્યું વણિકને મૂરખ! કેમ,-સતિ પ્રમદા પર આણે વે'મ. ૩૯
રાજી કર એને નમિ પાય, જેથી જિવ તા'રો નવ જાય;
નહિતર એ મરશે દુખ થકી, દંડ દઇશ તો તુજને નકી. ૪૦
સ્વપ્ન થયાં ત્રણ લાગટ એમ, વણિક તણો તવ તૂટ્યો વે'મ;
મનમાં બહુ પસ્તાવો કીધ, ગયો શ્વસુર ઘર તે બલિ વીધ. ૪૧
વાત કહી સ્વપ્નાંતર તણી, કરિ પસ્તાવો પોતે ઘણી,
નમ્ર થઇને કરિ વીનતી, કાચા કાન થકી ભમિ મતી. ૪૨
પણ અપરાધ ક્ષમા કીજિએ, ક્રૂરપણું મન નવ લીજિએ;

એ સુણિ સરવે હરખ્યાં તર્ત, ગુણવતિનાં સહુ ફળિયાં વર્ત. ૪૩
રહ્યો ત્યહાં દસદિન થઈ શાંત, સ્નેહ વધાર્યો પૂરી પાંત;
નારીને તેડી ઘર ગયો, પત્ની સહ પછિ સુખિયો થયો. ૪૪

### દોહરા.

ઈશ્વરભાઇ હરિભાઇ સુત, સુણજો ધરિને ભાવ;
જ્ઞાન વધે, નીતી વધે, ગ્રંથ તણા પરભાવ. ૪૫
લાલભાઈ ! સુણતાં કથા રસિક જનો રીઝાય;
દ્વેષી જન દેખી બળે, ખાર ધરી ખીજાય. ૪૬
પર પત્નીનો સ્પર્શ તો કર્યો નથી તલમાત્ર;
ભાવકરી મનથી ભજ્યા, પણ દુઃખ પામ્યા ગાત્ર. ૪૭
વીરવર્મ નૃપતી પડે, સાહસ કરશે કામ;
અંતે તે પસ્તાઇને, જનમાં ખોશે મામ. ૪૮
ધીર ધરી ગુણવતિ પડે, રહે પતિવ્રત રાખિ;
તો દુઃખ તેનું ભાગશે, ઈશ્વર દેશે સાખિ. ૪૯
છળ પ્રપંચ કરિ દુષ્ટજન, છેતરશે એક વાર;
અંતે પણ ફળ ચાખશે, ખાંતે થશે ખ્વાર. ૫૦
શ્રોતા વક્તા શુભ લહો, ક્ષમા કરો મુજ ખોડ;
**નિર્ભય-સુત** કહે સકળ જન, બોલો જય રણછોડ. ૫૧
(૫ ૩ ૯ ૧ ૧૪)
સંવત શર ગુણ ભક્તિ ભૂ, જેષ્ટ શુદ્ધ તિથિ [illegible];
મંગળવારે માંગલિક, પૂરો કર્યો પ્રયત્ન. ૫૨

# ग्रंथ कर्त्ता विषे.

ભટ ટોલક દ્વિજ કવિ કલા માલિક છોટાલાલ;
બાલ ખ્યાલ સમ આ લખે, વાંચો ધરિને વા'લ. ૧

ઉપેન્દ્રવજ્રા.

ન સાદરામાં, ન સમાદરામાં, ન પાદરામાં, ન દયાદરામાં;
લસુંદરાની ન વસુંધરામાં, પરંતુ છે વાસ અલીંદરામાં. ૨
ડાળે વસ્યા કશ્યપને કદાપિ, *અડાળજા લોક કહે તથાપિ;
ન્યાતી થકી ટોળકિઆ અમોધું, ભટ્ટાવટંકી પણ ન્યાન ઓધું. ૩
યજુર ભણ્યા તેથી હજૂ ન હાર્યા, માધ્યંધિની અધ્યયની અમારા;
દ્વિજાત જાતી ગુજરાતવાસી, સંસારના જંગલનો પ્રવાસી. ૪

---

# ग्रंथ श्रोता विषे.

છપ્પા.

વડુમાં થયા વિવેકિ વસનદાદાજી જોતે,
પુત્ર તેમના પ્રસિધ પ્રાગદા બાપા પોતે;
કીધાં કામ વિશાળ હાકમઇ રૂડી કીધી,
માહાલ તણો અધિકાર આમરૂ આખી લીધી;
પછિ પુત્ર તેમના પ્રાક્રમી, હરીભાઈ હાકમ થયા,
જશ નિર્મળ કુળ દીપાવિને, વૈકુંઠે પછિ સંચર્યા. ૧
સુત તેના સુખ-ધામ નામ ઇશ્વરભાઈ તેનું,
હાલ વરસ વીસમાં, વાન સુંદર છે તે'નું;
મરજાદી મંદીર પેર નિજ સેવા કાજે,

---

* ડાળથી નહિ ઉપજેલા.

બ્રાહ્મણ પૂજન કરે ધર્મ રૂડો જ્યાં રાજે;
જ્યાં ના'૨ નગર સરદાર, સુત અમથાભાઈ કેરા ભલા,
રહે લાલભાઈ શ્રીમંતના કામ-દાર જાણે કળા. ૨
સભા ભરી દિન એક અમીન પટેલે આંતે,
બેઠા ઈશ્વરભાઈ પાસ લાલાજી પોતે;
મા'જન મુખ્યમ શેઠ નામ દલપતભઇ ઘેલા,
લક્ષ્મીચંદ લાયેક આવિ પણ બેઠા પે'લા;
સહુ પટલ પ્રસિદ્ધ ગુણીજનો, વાડવ વિદ્યાવંત છે;
શુભ સભા સુણી આ ગ્રંથને. કે' ભારે મુલવંત છે. ૩
રેવાશંકર એક શ્લેષ કવિ પોતે કા'વે,
તે પછિ બોલી કાવ્ય સકળ જનને સંભળાવે;
સુણતાં હરખ્યા ચિત્ત સભાસદ ઘણા સરવે,
શ્લિષ્ટ દ્વિ અર્થી કાવ્ય કવી વિરલા કાંક કવે;
એ કાવ્ય નિચે દાખલ કરિશ, ઘણાને સમજાવવા,
મૂરખ, જડ, અભણ, પશૂ સમા જનને સદ્ય લજાવવા. ૪

---

## अक्षि विषे. (રેવાશંકર કૃત)

### વસંતતિલકા.

[1]જોનારિ તું જગતમાં બહુ મૂલ તા'રૂં,
[2]જોડ્યે વસ્યેથિ નહિ કોઈ કહે નઠારૂં;
[3]કાળૂ કરે ન નર, નારિ કરે કદાપિ,

---

૧ હે સ્ત્રી જો!—દેખનારી. ૨ બેની જોડ્ય-સાથે.
૩ સ્ત્રી મેશ આંજે છે.

તારાથિ વા'લિ નહિ કો મુજને તથાપિ. ૧
તા'રા થકી અધિક રૂપ કહી શકૂંના,
જૂદો પડી, તુજ વિના પળ હૂં ટકૂંના;
જો તૂં દૂખીત તનભાર કદાપિ થાયે,
પામૂં અમાપ દુખ, ચાલિ શકે ન પાયે. ૨
વાંચી શકૂં કર ગ્રહી નહિ ગ્રંથ સારા,
સાંચ્યૂં રહે, નવ જડે, તુજ વીણ દારા!
જાતાં વિદેશ, વન કે ઘર-આંગણામાં,
શોભાવ નારિ જ્યમ નાગ મણી ફણામાં. ૩
તારા બહૂ ગુણ લહૂં શું વખાણું હાવે,
જોશે તુ રૂપ હરિનાં મુજ મન્ન ભાવે;
[1]રકેશ દીન-કરથી તુજ નીપજી છે,
મોટા કવી વર તણા લખણો હજી છે. ૪
છે તો અપાર ગુણ, વાંક જરા બતાવૂં,
પ્યારી પરંતુ ગણિને ન તને સતાવૂં;
ભાળે તું અન્ય અબળા ધણિને વગોવે,
પામૂં હું દુઃખ કદિ તો કરિ શોક રોવે. ૫
પાણી ખરૂં પણ તૃષા ન બુઝાવતી તૂં,
થાકી અતી સુખ દુખે ભરિ આવતી તૂં;
આણેછ પાણિ રતનાકર જેવું ખારૂં,
તોયે તને હું ક્ષણું વારજ ના વિસારૂં. ૬
તા'રે સુખે સુખિ થતો, દુખિ તો દુખી તો,
ખ્રહ્મ ભવાબ્ધિ તરવા કરમે લખી તો;

---

[1] ૧ ચંદ્ર.

જોડી કરો †જુગલ, નાથ! નમાવિ માથું—
રેવો કહે, અમર, એ અભિલાષ જાથૂ.

ક. રે. રા.

## પાઘડી વિષે—મનહર.

રંગીલી રૂપાળી પ્યારી, નર નેહ કરે ધારી,
કામ ન કરે ને કામ વેળાએ ન કામની;
નોક જેની નીહાળી કો નર કે નગર પતી,
વાહ વાહ વદે નજરે ચઢે તમામની;
ઉઘાડે અંગે જો પરગામ જવા પ્રીત ધરે,
ચોર મન ચળે કરે નજર હરામની:
કહે રેવાશંકર સુણો તમો લાલાજી ભાઈ,
નારી એ બતાવી આપો ¹મેઘ સમ ²દામની. ૮
બ્રાહ્મણ વણીકને રૂપાળી થઇ વરે તોય,
ગડદા મારીને પછિ *સોય વડે સાંધતા;
પેટલાદી કે પઠાણી સિંધી કે બલોચી જુએ,
અંગે અંગ આમળી આંટિયો પાડી બાંધતા;
દક્ષિણ દિશાના રાજેશ્રીને જોઈ રાજી થઈ,
છાંટી પાણી ફેરવી લાકડા પર લાધતા,
લેઉઆ વણ લાડને લડાવીને ફુલાવી રાખે,
એવા અન્ય મળે ન અનેક જોગ સાધતાં. ૯
મૂળ તો તપાસી ※લો કપાસ કેરા કુળ થકી,

---

†બે. ¹બાર રૂપિયાની. ²પૈસાની—વીજળી. 'મેઘ સમદામની' અમસ્યાપૂર્તિ છે. *ટાંકણી. ※શ્રીને લાગુ પાડતાં લોક-પાસ એમ પદચ્છેદ કરવો.

મૂલ બહુ આવે ફૂળ ઉપજે ઊંચા થકી;
પણ કોકે પીલી નાખી, વણ વાંકે વણી નાખી,
સજડ કરી દીધી નીસરવાને ના શકી;
અંગો અંગ વાળી નાખી લાગથો નીસરી આવી,
ધારે 'ખરી' એવું નર 'કોમળ સુવાસકી';
એટલામાં લાલભાઇ! આપની નજરે ચડી,
લીધી દામ દેઇને છોડાવી તેની ભાસકી. ૧૦
એવી નારિયોની યારી કરી ભોગ વિના ભમ્યો,
કવી રેવાશંકર કે' એવી નવ સાંપડી;
કવી તણા કાવ્યની કિમ્મત જો કરી શકાય,
એસો શીરપાવ ધરી આ વેળા ને આ ઘડી;
જશ તો ગવાશે જગમાંહિ, આંહિ રે'શે નામ,
દેશમાં વિદેશમાં કે'વાશે ધન્ય માવડી;
કહે રેવાશંકર ઘડીના ચાર ભાગ કરી,
ઠરીને બેસો તો અર્થ કહું એનો પાઘડી. ૧૧

ક. રે. રા.

---

## ग्रंथकर्त्तुराशीर्वादः

अष्टौसंतुगृहेषु,यान्तुदशधासत्कीर्तिहंसा,स्त्रय--
स्तुष्यन्त्वन्यउपारमंतु,वदनंषट्शोभयंतुश्रिया;
द्वावास्तांपरिरक्षकौच,नवभिःप्राप्नोतुचैकोमुदं,
नित्यंचात्रसमागतोजनगणःश्रीपंचभिर्युज्यताम्.१

અર્થ.— ગ્રંથકર્ત્તાનો આશીર્વાદ.

હે આ સભામાં આવેલા પુરૂષો! તમારાં ઘરમાં અષ્ટ વસુ વાસો કરો, તમારી કીર્તિરૂપી હંસો દશે દિશામાં જાઓ, શિવ, વિષ્ણુ અને બ્રહ્મા એ ત્રણ દેવ તમારા ઉપર તુષ્યમાન થાઓ, બીજા જે અધ્યાત્મ, અધિભૂત, અને અધિદૈવ, એ ત્રણ તાપ વિરામ પામો, છ શાસ્ત્ર પોતાની કાંતિ વડે તમારાં મુખને શોભાવો, અશ્વની અને કુમાર એ બે દેવના વૈદ્ય તમારૂં રક્ષણ કરો, નવ પ્રકારની ભક્તિ વડે એક જે પરમાત્મા તે પ્રસન્ન થાઓ, અને તમો સર્વને ધન, ધાન્ય, પશુ, પુત્ર, તથા સો વર્ષનો આયુષ્ય એ પાંચ શ્રી પ્રાપ્ત થાઓ.




## લઘુવૃત્તાંત ગ્રંથને માટે જાહેર ખબર.

દોહરો.

**દિલમાં દુખ ઉપજ્યા થકી, મન કરવાને શાંત;**
**પહેલેથી છેલ્લે લગી, વાંચો લઘુવૃત્તાંત. ૧**

ઉપરના દોહરામાં દાખલ કરેલી સૂચનાને સફળ કરે એવું પુસ્તક ઘણાં વર્ષ ઉપર રચીને આજ લગીમાં તેમાં સુધારો વધારો કરીને પરિપક્વતામાં આણીને હવે તેને હું વિદ્વાનોની સેવામાં મૂકવા ચાહુછું. પણ તે છપાવવામાં સહાયતા મળવી

જોઇએ, માટે આ જાહેર ખબર દ્વારાએ વિનતિ કરૂંછું કે, એ પુસ્તકના જેઓ અગાઉ ગ્રાહક થવા ઇચ્છતા હોય તેઓ મને પોતાનું નામ ઠામ, કેટલી નકલો પોતે રાખવાના છે, તે જણાવવાને તસ્દી લેશે, તો એ રીતે ૫૦૦ ગ્રાહક મળ્યેથી ગ્રંથ છપાવવામાં આવશે. એ પુસ્તકમાં દૈહિક અને માનસિક બે દુઃખના ભેદ બતાવી તે દુઃખ દૂર કરવાના સ્પષ્ટ માર્ગ લઘુરામ નામના પુરૂષના વૃત્તાંતદ્વારા કહ્યાછે. અજ્ઞાન સ્ત્રીથી થતાં દુઃખ, એવી સ્ત્રીને સુધરવાના માર્ગ, નિર્ધનતા અને મરણ શોકનું નિવારણ, બાળવિવાહ, વિધવા, ઋતુ વર્ણન, ફાંસિયાનાં ફેલ, સન્મિત્ર, કવિતાની ગમ્મત, ઉપદેશ વગેરે પાત્રોનાં કવિતામાં ચિત્ર આપ્યાં છે. ઠામ ઠામ શાંતરસનાં પાત્ર ઢોળ્યાંછે; વાર્તારસમય, કવિતા વિવિધવૃત્તોમરસાળંકારથી મનને ખુશકર, ઉપદેશ દૃઢ, જ્ઞાન સપ્રમાણ, અને પુસ્તક ઘણા જણથી પ્રશંસાનું પાત્ર થયેલુંછે. વ્યાધિવાળો અમૃતસાગર (વૈદ્યકનો ગ્રંથ) શોધે, તો આધિની ઉપાધિ મટવા તે લઘુવૃત્તાંત સર્વથા યોગ્યછે. પછી વરને વરની મા વખાણે એવું ઠરે માટે બી'તા બી'તાં ઉપરના બોલ બોલી અટકુંછું. ગ્રંથ બાર પેજી પૃષ્ટ ૩૦૦ ને આશરેનો થશે. અગાઉ ગ્રાહક થનારને રૂ૧॥। ને છપાયા પછી રાખનારને રૂ૨) કીંમતે મળશે દશથી ઓછી નકલ મગાવનારે પોષ્ટેજ આપવું પડશે. તેમજ દશથી જાદે રાખનારને પોસ્ટેજ નહિ બેસતાં સેંકડે ૨૦ વીશ ટકા કમીશન મળશે અગાઉ ગ્રાહક થનારે તા. ૩૧ મી ડિસેંબર સુધીમાં સૂચના આપવી.

| | |
|---|---|
| મુ. કાહાનવા. તાલુકે જંબુસર | છોટાલાલ નરભેરામ. |
| | હાલ કાહાનવા તા. જંબૂસરની |
| તા. ૧૦ આગષ્ટ સન ૧૮૭૯ | સ. ગૂ નિશાળનો મેહેતાજી. |